श्रीमद् बुद्धिसागरजी ग्रन्थमाला ग्रन्थांक ६

# योगनिष्ठ मुनिवर्य श्रीमद्, बुद्धिसागरजी महाराज

कृत

## स्वोपज्ञटीका सहित.

# आत्मप्रदीपग्रन्थ.

---

गुर्जर भाषामां विवेचनकार,

दोसी मणिलाल नथुभाइ बी ए

---


छपावी प्रसिद्ध करनार,

श्री अध्यात्म ज्ञानप्रसारक मंडल

---

अमदावाद

श्री "सत्यविजय" प्रिन्टींग प्रेसमां,

शा सांकळचद हरिलाले छाप्यु

---

संवत् १९६५ सने १९०९

किंमत रु ०-८-०

# आत्मप्रदीप.

## પ્રસ્તાવના.

આત્મપ્રદીપ ગ્રથમા વર્ણનની મુખ્યતા અધ્યાત્મ જ્ઞાનની છે, અધ્યાત્મ જ્ઞાનથી આત્મા પરમાત્મસ્વરૂપ બને છે सोऽहं, तत्त्वमासि વગેરે આત્મજ્ઞાન પ્રેરક વાકયોની ખુમારીનો રસ આત્મપ્રદીપના મનનથી જણાય છે સર્વ ગ્રથોમા અધ્યાત્મગ્રથ શ્રેષ્ટ પદવી ભોગવે છે નાટક રસોની છાયા ક્ષણિક છે અને અધ્યાત્મરસની છાયા સદાકાળ રહે છે, સ્પર્શમણિયોગે જેમ લોહ સુવર્ણતાને પામે છે તેમ આત્મા પણ અનેકાન્ત અધ્યાત્મગ્રથરૂપ સ્પર્શમણિના યોગે પરમાત્મપણાને પામે છે તે ઉદ્દેશને અનુસરી આત્મપ્રદીપ રચવાની સ્ફુરણા સ્વાભાવિક બનવા યોગ્ય છે.

અધ્યાત્મ તત્વજ્ઞાનના પુસ્તકોના અનુસારે અધ્યાત્મ જ્ઞાનસાધ્ય બિદુકલ્પી શ્લોકદ્વારા હૃદયના ઉભરાઓ બહિર પ્રકાશ્યા છે તે આદ્યત ગ્રથ વાચવાથી માલુમ પડશે

જૈનોમા આ ગ્રથ વિશેષત પ્રાત સ્મરણીય ભવિષ્યમા થઇ પડશે તે ફકત આત્મપ્રદીપગ્રથની અધ્યાત્મ જ્ઞાનની ઉચ્ચ શૈલીથીજ સમજવુ

સંવત ૧૯૬૧ ની સાલનુ ચોમાસુ વિજાપુર કરવામા આવતા જેઠવદમા વિજાપુરમા આવવાનુ થયુ હતુ ત્યારે

અધ્યાત્મજ્ઞાનની સ્ફુરણા પ્રકટતા એક દીવસમા સો શ્લો કનો મૂળ ગ્રથ બનાવ્યો હતો, ત્યાર બાદ સમાધિશત કમા તે છપાવ્યો હતો, સાણદમા ચોમાસુ કરી વિહાર કરી માણસા ગામમા જતા શેષકાલમા માસકલ્પ ત્યા ક રવામા આવ્યો હતો ત્યારે ત્યા આત્મપ્રદીપની સસ્કૃત ટીકા રચવામા આવી હતી

પડિત શિરોમણિ વૈયાકરણાચાર્ય શ્યામસુદરાચા ર્યજીએ અમારી રચેલી સસ્કૃત ટીકા તપાસી જોવામા શ્રમ લીધો તેથી તેમને ધન્યવાદ આપવામા આવે છે

સવત ૧૯૬૫ ની સાલમા ચૈત્ર વૈશાખ જેઠ માસમા અમદાવાદનિવાસી દોશી મણિભાઇ નથુભાઇએ જોડ઼ રેલી અનુસારે આત્મપ્રદીપ ગ્રથનુ ગુર્જર ભાષામા વિવેચન કર્યું છે, તેથી તેમણે પણ શુભ કર્મ ઉપાર્જન કર્યું છે તેમનુ કરેલુ વિવેચન તપાસ્યુ છે છતા કઈ ભૂલ લાગે તો સજ્જનોએ શુદ્ધ કરવુ, આ પ્રમાણે આત્મપ્રદીપમૂલ, સ્વોપજ્ઞ ટીકા, તથા વિવેચન એ ત્રણ સહિત પુસ્તક તૈયાર થયુ છે

આ ગ્રથમા અધ્યાત્મજ્ઞાન પામવાના શુભ હેતુઓ બતાવ્યા છે આત્મજ્ઞાનના અધિકારિ શિષ્યોના લક્ષણ બ તાવ્યા છે, આત્મજ્ઞાનમા રમણતા કરવાથી પરમાનદ મળે છે તે સ્પષ્ટ બતાવ્યુ છે, આ ગ્રથનુ ગ્રથકૃત પુરૂષના મુખે વર્ણન થાય તે અયોગ્ય ગણાય પણ વાચકો પોતાની મેળે આ ગ્રથ વાચી અપૂર્વ આત્માનદની ખુમારી પ્રાપ્ત કરશે

साध्य आत्मतत्त्व છે, साधन तरीके आ ग्रंथ છે

સાધ્ય આત્મતત્વ છે, સાધન તરીકે આ ગ્રથ છે તત્પ્રદ આ ગ્રથ છે, અવાતર અને અનત ફળનો આપ નાર આત્મપ્રદીપ ગ્રંથ છે

આત્મપ્રદીપ ગ્રથમા છદ્મસ્થદૃષ્ટિથી જે કઇ જિનાજ્ઞા વિરૂદ્ધ લખાયુ હોય છપાયુ' હોય તે સબધી મિથ્યા દુષ્કૃત દઉ છુ જે કઈ ભૂલ જણાય તો પડિત પુરૂષો સુધારશો હસદૃષ્ટિથી સજ્જન પુરૂષો સાર ગ્રહણ કરી આત્માનદ પ્રાપ્ત કરો, વ્યવહાર અને નિશ્ચયનય ગર્ભિત જિનાજ્ઞા પ્રમાણે ભવ્યજીવો પ્રવૃત્તિ કરી પરમસુખમય સિદ્ધસ્વરૂપ પ્રાપ્ત કરો, નિર્ભય અસખ્યપ્રદેશની ઉજ્વલતા કરો

અધ્યાત્મજ્ઞાન પ્રસારક મડળ આવા ગ્રથો છપાવી બહાર પાડે છે માટે તે ધન્યવાદને પાત્ર છે તેમજ અધ્યાત્મજ્ઞાનના ગ્રન્થોને છપાવી જે ગૃહસ્થો બહાર પાડેછે તેપણ સદ્ગતિ ભજનારા થાયછે, શ્રોતા અને વાચક, આત્માના શુદ્ધપ્રદેશમા સ્થિર થાઓ અને પરમ મગલ વરો

ૐ શાતિ

સ ૧૯૬૫ દ્વિતીય શ્રાવણ શુદી ૫ શનિવાર

અમદાવાદ

# आत्मप्रदीप

## स्वोपज्ञटीकासहित

### श्लोक

हृदि ध्यात्वा गिरामीशं गुरुं तत्त्वार्थबोधकम् ॥
आत्मप्रदीपनामानं ग्रन्थं विस्तारयाम्यहम् ॥१॥

टीका मङ्गलाचरणम्

### श्लोक

पार्श्वनाथ तवालम्बात् का वराकी भवव्यथा ॥
मातुरङ्कस्थितार्भस्य मनागपि न देन्ना ॥ १ ॥

ग्रन्थस्य निर्विघ्नपरिसमाप्त्यर्थं स्वेष्टदेवतास्तवनं पुरस्सरं प्रतिजानीते ग्रन्थकारः । हृदीत्यादिना गिरां भगवत्केवलिवचनानामीशं जिनवरं हृदि ध्यात्वा मनागपि बाह्यवृत्त्या ध्यानं माभूदिति हृदीत्याह । तेन भगवन्निष्ठरत्नत्रयादिगुणैरात्मानं तन्मयं कृत्वा च तादात्म्यरूपतानतया भगवत्यादरातिशयोऽभिव्यञ्जित । मातार्भकायेव यो गुरुरमृतवर्षिण्या कृपयाऽभिषिञ्चन् तत्त्वार्थं शिक्षयाञ्चक्रे तमपि ग्रन्थादौ स्मरति गुरुं तत्त्वार्थबोधकमिति । तत्त्वानां जीवादिमोक्षान्तानां सम्यक्प्रकाशकत्वं तत्तु जिनवरे ध्याते गुरु

पु दशविंशा विदन्तोपि न ह्यन्यान्वेदयितुं समर्था ईशाना अपि नहि सर्वानावालवृद्धेभ्यः किन्तु कतिचिदेव जन्मान्तराभ्यस्तशास्त्रान् पश्वपान् तत्राप्य पनाध्यापनकाले यादृशी क्लेशं रतिरावत इत्यनानुभूतश्रमा एव प्रमाणमित्यन्येभ्यो व्यतिरेक दर्शयति यस्येति

यस्याशिषो जड शिष्यो भूतले पण्डितो भवेत्॥
गुरु पार्श्वमणिर्ज्ञेय सेव्य स्तुत्य मदा मुदा ॥३॥

टीका—यस्य गुरोराशीर्वादादेव न त्वन्यवद पाठनात् जडा महामन्दबुद्धिरपि शिष्य भूतले न हि स्वगृहे ग्रामे देशे वा पण्डितो भवेत् स्वयमध्ययानो नि सश यत्नन्यान् भशयानानि यथ दार्ष्टान्तिक दृष्टान्त मुद्रया स्पष्टयति गुरुरिति। स गुरु पार्श्वमणिर्ज्ञेय इत्यत सदा से य पादस्पर्शनाशाकरणतरलनेत्रनिरीक्षणादिना मुदा स्तुत्य ॥ अज्ञानतिमिरान्धाना ज्ञानाञ्जनशलाकये यादिना। अथ भाव पार्श्वमणि स्वसम्पर्क मात्रेण धातधम लोह चक्रवर्तिमुकुटादि सुवर्ण करोति॥ तद्वद् गुरुरपि पुरुषाधम हस्तेन शिर स्पृष्ट्वा राजादि राजपूज्य करोतीति तत्कृपाकटाक्ष प्रतीक्षमाणो गुरुसेवा परायणो भवेदिति निदर्शन चात्र मृन्मय द्रोणगुरु सेवमानो भिल्लो धानुष्कामेसर आसीदिम दृष्टाऽर्जुनोऽपि विसिस्मिय इति कथानुयोगविदा नातिपरोक्षम् अयमलेऽपि एव

( यस्य देवे पराभक्ति र्यथा देवे तथा गुरौ। तस्यैते ऽकथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मन इति ) ॥ ३ ॥

અવતરણ—ગુરૂની આશિષથી કેટલો બધો અવર્ણનીય લાભ થાય છે, તેમજ ગુરૂ તરફ શિષ્યે કેવી ભક્તિ રાખવી જોઇએ, તે દર્શાવતા ગ્રંથકાર લખે છે કે—

અર્થ—જેની આશિષથી આ જગતમા જડ શિષ્ય પણ પંડિત થાય, તે ગુરૂને પાર્શ્વમણિ સમાન ગણવા, અને આનંદથી તેમની સદા સેવા અને સ્તુતિ કરવી ॥ ૩ ॥

ભાવાર્થ—ગુરૂની આશિષથી, ગુરૂના હૃદયના પ્રેમથી મંદ બુદ્ધિવાળો શિષ્ય હોય તે પણ આખા જગતમા પ્રશંસા પામે તેવો પંડિત થાય છે ગુરૂની આવી આશિષ મળવી તે કામ સુગમ નથી જ્યારે ગુરૂનુ બહુમાન શિષ્ય ભક્તિથી કરે છે, ત્યારે ગુરૂના હૃદયમાથી સ્વાભાવિક રીતે પ્રેમનો પ્રવાહ સ્ફુરે છે આ પ્રવાહને જગતમા આશિષનુ નામ આપવામા આવેલુ છે ગુરૂનુ બહુમાન અને વિનય બન્ને કરવા જોઇએ બહુમાન હૃદય ઉપર આધાર રાખે છે, અને વિનય બાહ્ય આચારમા સમાયેલો છે કેટલાક શિષ્યો બાહ્ય વિનય કરે છે, પણ હૃદયમા ખરો ભક્તિ ભાવ હોતો નથી કેટલાક હૃદયમા અત્યંત ભક્તિવાળા હોય છે, પણ બાહ્ય વિનય જેવો રાખવો જોઇએ તેવો રાખી શકતા નથી વળી કેટલાક શિષ્યમા તો વિનય કે બહુમાન કાંઈ પણ જોવામા આવતુ નથી આ સર્વના કરતા સૌથી ઉત્તમ પ્રકારના શિષ્યો તે કહી શકાય કે જેઓ હૃદયથી ગુરૂભક્તિ અત્યંત ભક્તિભાવ રાખે છે, અને બાહ્ય વિનયપણ બહુ સારી રીતે

સાચવે છે, આવા શિષ્યો પર સ્વાભાવિક રીતે ગુરૂના હૃદય થી પ્રેમની ઉર્મી જાગૃત થાય છે, જેના બળવડે મંદબુદ્ધિ વાળો શિષ્યપણ અલ્પ સમયમા વિશેષ જ્ઞાની થાય છે ગુરૂનો સર્વ ઉપર સમાન દૃષ્ટિ રાખનારા હોય છે, છતા પણ શિષ્યભક્તિ ગુરૂનુ હૃદય ખેચવા સમર્થ થાય છે

ગુરૂને પાર્શ્વમણિની ઉપમા આ શ્લોકમા આપવામાં આવેલી છે, તે યુક્ત છે લોહા જેવી અધમ ધાતુને સુવર્ણમા ફેરવી નાખવાનો પાર્શ્વમણિનો સ્વભાવ છે તેના સ્પર્શ માત્રથીજ લોહ સુવર્ણ બની જાય છે, તેજ રીતે સદ્ગુરૂના સમાગમમા રહેવાથીજ સામાન્ય જન પણ ઉચ્ચ આધ્યાત્મિક સ્થિતિ પ્રાપ્ત કરે છે તેના હલકા વિકારો નાશ પામે છે, તેનુ મન સ્ફટિક જેવુ નિર્મળ થાય છે, અને તે આત્મિક રૂદ્ધિ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બને છે ગુરૂનો પ્રેમપૂર્વક હસ્ત શિરપર પડવાથી સઘળા હલકા રાગદ્વેષના વિચારો સર્વથા નાશ પામી જાય છે અને આત્મિક પ્રકાશ મેળવવાને મન સરોવર તુલ્ય નિર્મળ થાય છે ગુરૂ એ ખરેખરા આધ્યાત્મિક કીમીયાગર છે આપણા હલકા તત્ત્વોનો મેલ દૂર કરે છે, અને શુદ્ધ સુવર્ણ તુલ્ય આત્માને બનાવે છે તેવા ગુરૂની સર્વદા આનંદપૂર્વક ભક્તિ કરવી તેમજ સ્તુતિ કરવી ગુણાનુરાગ જેવો ઉત્તમ ગુણ આ જગતમા બીજો એક પણ નથી ગુણી માણસો આપણને આ જગતમા ઘણા મળી આવશે, પણ ગુણાનુરાગી પુરૂષો કવચિતજ નજરે પડે છે ગુણાનુરાગી માણસને ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરતા જરા પણ ઢીલ થતી નથી મહાન્ પુરૂ

પોના પ્રત્યે રાગ થવાથી, આપણે તેમની પ્રીતિ સંપાદન કરવા ઇચ્છા રાખીએ છીએ, વિચાર કરતા આપણને જણાય છે કે તેવા ગુરૂઓની પ્રીતિ પ્રાપ્ત કરવાનો સરલ અને ઉત્તમ ઉપાય એકજ છે, અને તે એ છે કે જે માર્ગે તેઓ ચઢ્યા હોય તે માર્ગે ચઢવાનો પ્રયત્ન કરવો કારણ કે સરખા ગુણવાળાની પ્રીતિજ ઉચિત ગણી શકાય, આમ આપણે ગુરૂભક્તિદ્વારા સદ્ગુણી જીવન ગાળવાને દોરવાઇએ છીએ

ગુરૂભક્તિથી માણસો કેવી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે, તેના અનેક દૃષ્ટાંતો જૈનશાસ્ત્રમા મોજુદ છે, તોપણ અત્રે એક એવો દૃષ્ટાન્ત નિવેદન કરવામા આવે છે કે જેને સર્વ કોઇ એક સરખી રીતે અંગીકાર કરી શકે દ્રોણાચાર્ય જેવા બ્રાહ્મણ ગુરૂપાસે જઇ ધનુષ્ય વિદ્યા શિખવાની હિમ્મત નહિ ધરવાથી એક ભિલ્લે, દ્રોણાચાર્યની માટીની મૂર્તિ બનાવવી, અને તે મૂર્તિ તેજ દ્રોણાચાર્ય છે, એવી અત્યંત ભક્તિ રાખી દ્રોણાચાર્યપર શ્રદ્ધા રાખી ધનુર્વિદ્યાના અભ્યાસનો તેણે પ્રારંભ કર્યો તે ધનુર્વિદ્યામાં એટલો બધો નિપુણ થયો કે અર્જુન અને દ્રોણાચાર્ય પણ ચકિત થયા આ સર્વનુ કારણ અપૂર્વ ગુરૂભક્તિ હતી માટે ગુરૂની અત્યંત ભક્તિ કરવી, કહ્યુ છે કે "જેની દેવપર પરમ ભક્તિ છે, અને જેવી દેવપર તેવી જ ગુરૂપર જેની ભક્તિ છે, તે પુરૂષને ગુરૂએ કહેલા સર્વ પદાર્થો સ્વયમેવ સમજાઇ જાય છે"

अवतरणम्—केचिल्लोकवञ्चका स्वेष्टसिद्धिं मन्यमाना

असदुपदेशेन स्वात्मानं नरके पातयन्तो नियन्तो गुर्वाभासा. शिष्यान् परमार्थतो वञ्चयन्ति तेषा गुरुत्वनिवारणार्थं सद्गुरुं प्रकाशयति स्तुत्येति ॥

श्लोक

स्तुत्या भक्त्या सदाराध्य सद्गुरु देवसदृश ॥
यस्य शुद्धोपदेशेन स्वात्मसिद्धि प्रजायते ॥४॥

टीका—यस्य शुद्धोपदेशेन लोकैषणा वित्तैषणाद्यभावेन केवल परोपदिदिशीर्षया प्रयुज्यमानेन अनन्तमहिमपञ्चमकेवलज्ञान रूपस्वकीयसिद्धि प्रजायते स सद्गुरुरिति गुरुलक्षणम् । देव सदृश जिनेन्द्र देवसदृश इत्यर्थ । जिनेन्द्रदेवस्तु हस्तामलकवत्साक्षात्कृतत्रैकालिकानन्तगुणपर्ययवज्जीवाजीवौ , वचनकर्मवर्गणानिर्जरार्थमुपदिशति गुरुश्च जिनेन्द्रवचनानुसारेणावगत सर्वपदार्थविन्यास करुणया दिशति देशनामिति देवगुरो रुपमानत्वोपमेयत्वरूपम् इत्यभिप्राय । स गुरुः स्तुत्या भक्त्या सदाराध्य इति गुरूपदेशात् स्वात्मन' परमात्म स्वरूप व्यक्तिना रूपा सिद्धि क्रमेण जायते अतएव बहुविध भक्त्या सद्गुरु सेवा परम प्रेम्णा कर्तव्या यत ॥ श्लोक ॥ गुर्वाज्ञा पारतन्त्र्येण वर्तितव्यशुभात्मना ज्ञानादि शुद्धता सिद्धि चिदानन्द पद ध्रुव ॥ १ ॥ इति शिष्य प्रतिदित शिक्षा ॥ ४ ॥

અવતરણ—કેટલાક અજ્ઞાની લોકો માનકીર્તિ મેળવવા સારૂ પોતાનુ ગુરૂપણુ કબુલ કરાવવા પ્રયત્ન કરે છે, તેઓ નરકના અધિકારી થાય છે, અને બીજાને પણ સંસાર સાગરમા રખડાવે છે, તેવા કુગુરૂના પાસથી ભવ્ય જીવો બચે તે માટે હવે ગ્રંથકર્તા સદ્‌ગુરૂનુ લક્ષણ જણાવે છે.

અર્થ—દેવ સમાન સદ્‌ગુરૂની સ્તુતિ અને ભક્તિથી સદા આરાધના કરવી કારણ કે તેમના સદુપદેશથી આત્મ સિદ્ધિ થાય છે ॥ ૪ ॥

ભાવાર્થ—સદ્‌ગુરૂ દેવસદૃશ છે જ્યારે તીર્થંકર પણ આ જગતમા વિચરતા હતા અને ભવ્ય જનોને બોધ આપતા હતા ત્યારે જ્ઞાનપ્રાપ્તિ વાસ્તે તેઓ આધારભૂત હતા પણ તેમના દેહાવસાન પછી તેમણે રચેલા પુસ્તકોજ આ પણને પરમ આધારરૂપ રહ્યા પણ તે ગ્રન્થોને સમજાવનાર સદ્‌ગુરૂની આવશ્યકતા છે માણસને ચતુ હોય, પણ સૂર્યના પ્રકાશની સહાયતા વિના કોઇ પણ પદાર્થ તે જોઇ શકતો નથી, તેજ રીતે ગ્રન્થોને જાણવાને તેમનુ રહસ્ય યથાર્થ જાણવાને ગુરૂગમની જરૂર પડે છે તેવા સમયમા ગુરૂ એ દેવસમાન છે આપણને દેવનુ સ્વરૂપ બતાવનાર પણ ગુરૂ હોવાથી ગુરૂ અતિ પૂજ્ય છે પોતાના કેવળજ્ઞાન બળવડે જડ અને ચૈતન જીવ અને અજીવ, સર્વ પદાર્થોના ગુણ પર્યાય જીનેન્દ્ર ભગવાન જાણે છે, અને તેનો બોધ જગત્ હિત ખાતર આપે છે, અને સદ્‌ગુરૂઓને જો કે તીર્થંકર ભગવાન જેટલુ સપૂર્ણ જ્ઞાન પ્રત્યક્ષ થયુ નથી, તોપણ જીનેન્દ્ર ભગવાનના વચનપર શ્રદ્ધા રાખી તેઓ વચ-

નાનુસારે કરૂણાબુદ્ધિથી અન્યજનોને બોધ આપના દેશોદેશ વિચરે છે,' આ રીતે 'ગુરૂઓ પણ એક અપેક્ષાએ જીનેન્દ્ર ભગવાન સદશ છે અદગુરૂ એ વિશેષણ ઉપરથી' એમ સ. ચવન કરવામાં આવેલુ છે કે જેને સમ્યગમાગનુ શુદ્ધ જ્ઞાન હોય તેજ ખરો ઉપદેશક થઈ શકે કારણ કે જે પોતાને તારવાને સમર્થ નથી તે બીજાને કેવી રીતે તારી શકે ? અને તેવો માણસ કદાપિ બીજાને પોતાની નત્તાથી બોધ આપવા બહાર પડે તોપણ તે કદાપિ ફાવી શકતો નથી કોઇને બોધ આપવામા પણ જ્ઞાનની સાથે જનસ્વભાવના સૂક્ષ્મ અવલોકનની જરૂર છે કારણ કે જેઓએ જનસ્વભાવનુ બારીક અવલોકન યા નિરીક્ષણ કર્યું નથી, તેવા લોકો કેટલીક વાર પાત્રનો વિચાર કયા વિના " ભેસ આગળ ભાગવત ?" ની માફક ઓછી સમજણવાળા આગળ જ્ઞાનની ગભીર વાતો બોલે છે, અથવા તો સ્ત્રીવર્ગ જેવા શ્રોતાવર્ગની આગળ ન્યાયશાસ્ત્રનો સ્યાદ્વાદ વર્ણવે છે પરિણામએ આવે છે કે તેમના બોધની કાઇ પણ અસર થતી નથી માટે કોઇને સદગુરૂ સ્થાપતા પહેલા બહુજ વિચાર કરવો કે જેથી પાછળથી પસ્તાવુ ન પડે સદ્ગુરૂને શોધી કાને તેમની સપૂર્ણપણે ભક્તિ કરવી તેમ કરવાથી સદ્જ્ઞાનનો બોધ થશે અને તે બોધને લીધે માણસને આત્મસ્વરૂપ સમજાશે આ રીતે આ જગતમા કરવા યોગ્ય પરમ કાય સહજમા સિદ્ધ થશે

अवतरणम्—श्रेष्मिणा श्लेष्मनिदानदधित्यागपूर्वकमेवा-भ्रक भस्मसेवन, नैरुज्यहतुरिव कुगुरूपदेशत्याग पुरस्सरमेव

सद्गुरूपदेशोऽखिलानर्थं नाशि मोक्षं मसूते । इति कर्त्तव्यकुक्षि-निक्षिप्त कुगुरु मलस्य तत्सेवने महानर्थं दर्शयति । मिथ्यात-त्त्वोपदेशेनेति ।

## श्लोक

**मिथ्यातत्त्वोपदेशेन कुगुरोर्लक्षणं स्फुटम्**
**हालाहलं वरं पेयं कुगुरोः संगतिं त्यज ॥ ५ ॥**

टीका—यः स्वयमज्ञत्वात्स्यगुरोर्दृष्टुं न योग्य विर्द्ध-श्चेदपि यशोलोभादिग्रस्तान्तरत्वान्निरूपोपादशति स कुगु-रुरिति स्फुटं तल्लक्षणम् । सम्यगुपदेशेन सद्गुरोर्लक्षितत्वा-त्तत्प्रतियोगिन कुगुरोर्विपरीतलक्षणत्वेनैव भवितव्यमित्य भिप्रायेण स्फुटमित्युक्तम् । तत्सेवने महानर्थमाह हालाहल विष काम पातव्य कुगुरोः सगतिस्तु त्याज्यैव विष त्वनर्थं सूते कुगुरोः सगतिस्तु महानर्थमिति कुगुरोः मर्गावीर्विपादप्याधि-केति तात्पर्यं नतु विषपानमुपादिष्टम् । अय भाव विषपान मेकजन्मपर्यायमेव विघटयति शेषायुष्कः कदाचि ज्जीवत्य-पि कुगुरु सगतिस्त्वनेकजन्मपरम्परासु सम्यग्ज्ञानविरोधित्वाद् दुःखकारिका भवत्येव च त्यागमन्तरेण तत्प्रतीकारार्थं कश्चिदु पायोऽस्तीति मनुष्यजन्मरत्नं मूढताकपर्दिकाभिर्न विक्रेतव्यम् ५

અવતરણ—કુગુરૂનું યથાર્થ સ્વરૂપ સમજાવતા પહે લા કુગુરૂનું લક્ષણ બતાવી તેનો ત્યાગ કરવાનું સૂચવતા ગ્રંથ-કર્તા જણાવે છે કે —

અર્થ—" મિથ્યાતત્ત્વનો ઉપદેશ કરનાર " એજ કુગુરૂનું લક્ષણ સ્પષ્ટ છે હાલાહલ ઝેર પીવુ એ વધારે યોગ્ય છે, પણ કુગુરૂની સોબત કરવી નહિ ॥ ૫ ॥

ભાવાર્થ—જે તત્ત્વને તત્ત્વ રૂપે જાણે નહિ, અને અતત્ત્વને તત્ત્વરૂપે જાણે, તે કુગુરૂ જાણવા કેટલાક એવા પણ ભારે કર્મી જીવો હોય છે કે જેઓ સમ્યગ રીતે તત્ત્વને જાણતા હોય છે, પણ યશ કે કીર્તિના લોભથી અથવા કોઈ પણ કારણથી સત્ય તત્ત્વનો ઉપદેશ નહિ આપતા અસત્યનો ઉપદેશ આપે છે, તેવા ગુરૂઓ પણ કુગુરૂના નામને યોગ્ય છે તેવા પત્થરની શિલા જેવા ગુરૂઓ જેઓ સસાર સમુદ્રમા ડુબે છે, અને તેમનો આશ્રય લેનારા બીજાઓને પણ બુડાડે છે, તેમની સોબત કરવા કરતા વિષ પીવુ એ વધારે ઉત્તમ છે કારણ કે વિષ પીવાથી એક જન્મમા શરીરનો નાશ થાય છે અને કદાચ આયુષ્ય બાકી રહ્યુ હોય તો માણસ જીવતો પણ રહે, પણ કુગુરૂની સોબત કરવાથી મનુષ્ય અસત્ય તત્ત્વો ગ્રહણ કરે છે, જેના બળથી તેને ભવો ભવ રખડવુ પડે છે જ્યા સુધી અશુદ્ધ સંસ્કાર સંપૂર્ણ પણે નાશ ન પામે ત્યા સુધી આ સંસારની ઘટમાળમા તેને આ થડવુ પડે છે, માટે કુગુરૂ સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે. આ ઉપરથી એમ કહેવાનો ભાવાર્થ નથી કે માણસે વિષ પીવુ જોઇએ કહેવાનુ તાત્પર્ય એ છે કે વિષ કરતા પણ કુગુરૂ સંગતિ વિશેષ અનર્થ ઉત્પન્ન કરાવનારી છે સદ્ગુરૂ ન મળે તો એકાંતમા બેસી પ્રભુનુ ભજન કરવુ એ

વધારે ઉત્તમ છે, સદ્દગુરૂની શોધ કરવામાં લક્ષ્ય દેવુ. પણ કુગુરૂના પાશમાં સપડાવુ નહિ, કારણકે, લેને, "ગઈ પૂત, અને ખોઇ આવી ખસમ", એ કહેવત મુજબ, જ્ઞાન મેળવવા જતા અધમ મસ્કાર બેસી, જાય કે જેને લીધે તે માણસની જ્ઞાન ચક્ષુ રાગ, દ્દષ્ટિથી અંધ બની જાય છે, અને સત્ય વાત તેને સમજાવવામાં આવે તો પણ તેના સમજ્યામાં આવતી નથી આ જગતમાં મનુષ્યપણું, મુમુક્ષુપણું અને સંતસમાગમ આ ત્રણે અત્યંત દુર્લભ છે માટે નિષ્પક્ષપાત બુદ્ધિથી સદ્દગુરૂને શોધી તેમના આશ્રય વડે તેમના પર શ્રદ્ધા રાખી—માણસે ઉન્નતિના માર્ગ પર જવુ જોઇએ ॥ ५ ॥

अवतरणम्—कुगुरुत्यागपूर्वक सर्वजन्मापेक्षया मनुष्य जन्मनः दुर्लभत्वं श्रेयस्त्व च दर्शयन् मुख्यकर्त्तव्य सुगुरुसेवन मुपदिशति मनुष्यजन्मेति.

श्लोकः

मनुष्यजन्म सम्प्राप्य दुर्लभ कामधेनुवत् ॥
सम्यग् धर्मोपदेष्टारः सेवनीया विशेषत ॥ ६ ॥

टीका—संसारप्रवाहपतितोऽयमात्मा वाङ्मनसाविषयातीतानि दुःखसहस्राण्यनुभूय मनुष्यजन्म लभतेऽनोऽस्मिञ्जन्मनि ये य सख्याका श्वासोच्छ्वासास्तेषु सहस्रश सार्वभौमपदानि नीरागजनाभिः क्षिप्यन्ते उक्तञ्च ("आयुष क्षणलेशोपि न लभ्य स्वर्णकोटिभि स चेन्निरर्थकता याति का नु हानिस्ततो

धिज्ञा ) देवा स्वाचरितशुभविपाक स्वर्गीणविषय भुञ्जाना निर्जराहेतुका क्रिया' कर्तुं नशते रत्नप्रभादिमहातमान्त निरयवासिनश्च स्वाचरिताऽशुभकर्मविपाक दु खसहस्र प्रतिक्षण सहमाना क्षणमपि स्वास्थ्य नो लभन्ते कुतस्त्याधर्मवार्ता कुतस्तरा चिन्तना कुतस्तमा निर्जराहेतु क्रिया निगोदिनो जीवा एकेन्द्रियत्वादजीवमाया एव कृमिकीटादि द्वीन्द्रियानारभ्याऽसज्ञिपञ्चेन्द्रियान्तानां क्लेशसहस्रहतानां का धर्मोपदेशश्रवणादिचर्चा केचित्सज्ञिपञ्चेन्द्रिया धर्मोपदेशजिनबिम्बदर्शनादिना सम्यक्त्वरत्न लभमाना अपि न मोक्षद यथाख्यातचारित्र भजन्ते इति सर्वोपायैरपेय मोक्ष प्रसविनुर्भवि मनुष्यजन्मेति दुर्लभत्वमस्य कामधेनुवदिति । व्यतिरेकाल्ङ्कार कामधेनुरैहिक सुख यच्छति ॥

मनुष्यजन्म तु लोकोत्तरमचिन्त्यमहिमान मोक्षमिति । ननु मनुष्यजन्मनो दुर्लभत्वेऽपस्त्वसाधनेऽपि कथ मोक्ष फल लभेमहीति चेद् गुरव एव शरण नान्य कश्चिदुपाय इत्याह । तत्त्वोपदेष्टार एव सम्यक कायवचोमनोभि सेव्या कृपाकटाक्षामृतवर्षमीक्षमाण चेतसा त्यक्तसर्वपरिग्रहो मोक्षार्थं दृढ परिकरोऽस्तु प्रबुद्धायतीचारोऽस्मिन्नेव जन्मनि सेत्स्यति कार्यमिति हर्षितचित्तो गुरुसेवादर्शनचरणस्पर्शादिक रत्ननिधि मन्यमानश्चाशिनमहाव्रते आसीन उदासीनश्च सासारिकक्रियाः सर्वथैवनिर्भरो भवितेति बोधनार्थं निदेशत स्याह ॥६॥

અવતરણ—કુગુરૂની સંગતિથી નિપજનારૂં ખરાબ પરિણામ આપણે વિચારી ગયા હવે આ મનુષ્યજન્મ પામીને જન્મના સાર્થકય સારૂ માણસે કેવી રીતે સદ્ ઉદ્યમ કરવો અને સદ્‌ગુરૂની સેવના કરવી તે બતાવતા ગ્રંથકાર જણાવે છે કે.

અર્થ—કામધેનુ જેવો દુર્લભ આ મનુષ્યજન્મ મેળવી ને સમ્યગ્ધર્મના ઉપદેશકોની વિશેષ પ્રકારે સેવા કરવી ॥ ૬ ॥

ભાવાર્થ--કામધેનુ મેળવવી એ કામ કાંઇ સુલભ નથી, તેમ આ મનુષ્ય જન્મ પ્રાપ્તિ પણ દુર્લભ છે મનુષ્ય જન્મની દુર્લભતા બતાવવાને શાસ્ત્રમાં દશ દષ્ટાન્તો આપેલા છે મનુષ્ય જન્મ ચારે ગતિમા ઉત્તમ છે, દેવો પણ મનુષ્ય જન્મની વાચ્છના અહર્નિશ કર્યા કરે છે દેવ લોકમા મનુષ્ય પોતે આ પૃથ્વીપર કરેલા શુભ કાર્યના ફળ ભોગવે છે, દેવલોકમા પુણ્ય ક્ષીણ થયે માણસ મૃત્યુલોકમા આવે છે મોક્ષ મેળવવાને માટે યોગ્ય સ્થાન આ મનુષ્યલોક છે, એમ શાસ્ત્રમા સ્થળે સ્થળે લખવામા આવેલુ છે વળી નિગોદમાથીઅવ્યવહારરાશિમાથી વ્યવહાર રાશિમા આવી, ત્યાથી એકેન્દ્રિય બેઇન્દ્રિય તેરેન્દ્રિય ચતુરિન્દ્રિય, અસંજ્ઞી પચેન્દ્રિય આદિ જુદી જુદી ગતિમા અનેક પ્રકારના કષ્ટ સહન કરી, જીવ મહાપુણ્યોદયે આ મનુષ્ય જન્મ પ્રાપ્ત કરે છે, માટે મનુષ્ય જન્મનુ દુર્લભપણ જે શાસ્ત્રમા લખ્યુ છે તે યથાર્થ છે વળી નરકમા તો પેને આ પૃ-

જ્વીપર કરેલા અશુભ કર્મના કડવા ફળ ભોગવવાના હોય છે, માટે ત્યા પણ સદ્ધર્મ જાણવાનો અથવા તદનુસાર ઉચ્ચ વર્તન રાખવાનો જરાપણ અવકાશ નથી માટે ધર્મને વાસ્તે, આત્મજ્ઞાન પ્રાપ્તિને વાસ્તે મોક્ષને વાસ્તે ઉત્તમોત્તમ સાધન મનુષ્ય દેહ અને મનુષ્ય જન્મ છે જ્યારે આવી દુલભ વસ્તુ આપણને પ્રાપ્ત થઈ, તો પછી તેને વિષય કષાયમા, રાગદ્વેષમા, પરનિંદામા, અને જગતના ક્ષણિક પદાર્થો પ્રાપ્ત કરવાના પ્રયાસમા ગુમાવી દેવી તેના કરતા વધારે શોચનીય વધારે દુખકારક અને વધારે અજ્ઞાનતા સૂચવનારૂ કાર્ય આ જગતમા બીજુ કયુ હોઇ શકે ? છતા ચારે બાજુએ દૃષ્ટિ ફેકતા આપણે અખેદ નિહા ળીએછીએ કે આ જગતમા ઘણા થોડા મનુષ્યો પોતાના જીવતરનુ સાર્થક શોધે છે, તેનો વિચાર કરતા હોય છે હુ કોણ છુ ? મારા જીવનનો ઉદ્દેશ શો છે ? મારૂ ખરૂ સ્વરૂપ શુ છે ? તે સ્વરૂપનો અનુભવ કેવી રીતે થઇ શકે ? તેવા પ્રશ્નો વિચારનારા આ જગતમા હજારે એક મળી આવે છે, અને તે પ્રમાણે વિચાર કરી ચાલનારા તો લાખે એક મળી આવે, તોપણુ આનદ પામવા જેવુ છે

મનુષ્ય જન્મનુ સાર્થક કરવાને શું કરવુ એ પ્રશ્ન હવે ઉપસ્થિત થાય છે, તેના પ્રત્યુત્તરરૂપે શ્રી ગ્રથકારજી જ ણાવે છે કે ગુરૂનુ શરણુ કરવુ, શુદ્ધધર્મના જ્ઞાતા એવા ગુરૂનુ સેવન કરવુ આ કલિયુગમા ગુરૂ એજ પરમ આ- ધાર છે આવા અધકારના સમયમા સદ્ગુરૂ વિના ખરો બોધ આપવા કોણ સમર્થ થાય તેમ છે ગુરૂ સેવામા અ

અત્યંત ભક્તિ રાખવી જોઇએ, ગુરૂના દર્શન થતાં અત્યંત આનંદ થયો જોઇએ ગુરૂપાદ શુશ્રૂષાને રત્નનિધિની પ્રાપ્તિ સમાન ગણવી જોઇએ. ગુરૂને જોતા નીચે પ્રમાણે ભાવના થવી જોઇએ

धन्योऽहं कृतपुण्योऽहं निस्तीर्णोऽहं भवार्णवात् ॥
अनादौ भवकान्तारे दृष्टो येन गुरुर्मया ॥

આજ મારો દિવસ ધન્ય છે, આજે મારા પુણ્યનો ઉદય થયો, આજે સસાર સમુદ્રમાથી હુ મુક્ત થયો, કારણ કે અનાદિકાળથી આ સસારરૂપી રણમા રખડતા આજે સદગુરૂના મને દર્શન થયા. આવી ભાવના હૃદયમા રાખી ગુરૂની હરેક પ્રકારે શુશ્રૂષા કરવી, અને ગુરૂનુ ચિત્ત સદા પ્રસન્ન રહે તેવુ વર્તન રાખવુ આથી ગુરૂ હૃદયથી સદ્જ્ઞાન આપશે અને તે દ્વારા શિષ્ય શુભ માર્ગે વિચરવા સમર્થ થશે

अवतरणम्—वर्णाः शास्त्रस्य यावन्तः पठिता पाठिताश्च यैः तावद्वर्षसहस्राणि भुञ्जते स्वर्गमुत्तमामिति सिद्धान्तानुसारेण सर्वश्लोकशास्त्रविषय प्रत्यक्षरकल्याणकारित्वात् सरलाक्षरैराह । जीवाजीवाविति ।

## श्लोक

जीवाजीवौपदार्थौ द्वौ भाषितौ सर्ववेदिभिः ॥
चेतनालक्षण तत्र जीवस्य परिकीर्तितम् ॥ ७ ॥

टीका—सर्वेवेदिभिः सर्वज्ञैर्द्वौ पदार्थौ भाषितौ कथितौ कौ द्वौ ' इत्यपेक्षायामाह । जीवाजीवौ तत्र द्वयोर्मध्ये जीवस्य लक्षण चेतनापरिकीर्तितम् । उद्देश्यक्रमानुरोधेन स्थावन्निर्देशः७

અવતરણ —આ પ્રમાણે આટલા શ્લોકો સુધી ગુરૂમાહાત્મ્ય વર્ણવી હવે ગ્રન્થકાર ગુરૂગમદ્વારા જાણેલા સર્વજ્ઞભાષિત સત્તત્વોનુ વર્ણન કરતા જણાવે છે કે—

અર્થ—સર્વજ્ઞોએ જીવ અને અજીવરૂપ બે પદાર્થ જણાવેલા છે તેમા પણ " ચેતનાવાળો " એ જીવનુ લક્ષણ કરવામા આવેલુ છે ॥ ૭ ॥

ભાવાર્થ—આ જગતમા આપણે જે જે પદાર્થ જો ઇએ છીએ, અથવા જે જે પદાર્થોનો બાહ્ય ઇન્દ્રિયો અને મનવડે અનુભવ થઇ શકે તે સર્વ પદાર્થોનો જીવ અને અજીવરૂપ બે તત્ત્વોમા સમાવેશ થાય છે જીવ અને જીવ રહિત એ બેમાની એક વ્યાખ્યા આ દુનિયામાના ગમે તે પદાર્થને લાગુ પાડી શકાય તે બે પદાર્થોના જુદા જુદા નામ આપવામા આવેલા છે પુરૂષ અને પ્રકૃતિ, જીવ અને અજીવ, ચેતન અને જડ, આત્મા અને પુદ્ગલ, બ્રહ્મ અને માયા, આમ અનેક રીતે જગતના પદાર્થોના નામ આપી શકાય, પણ આ બે પદાર્થોમા સમાવેશ થતો ન હોય, તેવો એક પણ પદાર્થ આ વિશ્વમા નથી, કારણ કે સર્વ પદાર્થોને જાણવાવાળા સર્વજ્ઞોએ આ બે વિભાગ પાડેલા છે, અને તે બરાબર વિચાર કરતા પણ બુદ્ધિગમ્ય ભાસે છે

હવે તે બે પદાર્થોમાંથી જીવનું લક્ષણ આ શ્લોકના છેવટના ભાગમા જણાવવામાં આવેલુ છે, તે લક્ષણ ચેતના છે જેનામાં ચેતના જાણવાની શક્તિ છે, જે વિચાર કરી શકે છે, જેને લીધે આ જડ દેહો હાલતા ચાલતા જણાય છે, તે તત્વને જીવ કહેવામા આવે છે ચેતનાનો સ્વભાવ જાણવાનો છે, ચેતના શબ્દ સંસ્કૃત ધાતુ ચિત્ ઉપરથી બનેલો છે, અને તેથી વ્યુત્પત્તિ પ્રમાણે પણ તેનો અર્થ જાણવુ એવો થાય છે જીવ સ્વભાવે, સર્વ પદાર્થનો જ્ઞાતા હોવાથી ચેતના લક્ષણ પરથી આ જીવનું લક્ષણ પણ આપણા સમજવામા સહેજ આવે છે જેનામા ચેતના નથી, જેનામાં જાણવાની શંક્તિ નથી, જે જ્ઞાતા નહિ પણ જ્ઞેય છે, જે જીવને જાણતો નથી, પણ જે જીવથી જણાય છે તે ચેતના રહિત પદાર્થને જડ અથવા અજીવ કહેવામા આવે છે આ રીતે જ્ઞાતા અને જ્ઞેય, અથવા જાણનાર અને જાણવાની વસ્તુ એ બે વિભાગમા દુનિયાના સકળ પદાર્થ વ્હેંચી શકાય

આ આર્યાવર્ત પરાપૂર્વથી ચેતનવાદને સારૂ પ્રસિદ્ધ છે, તેના પ્રાચીન ગ્રંથો, ચેતનવાદ પૂર્વકાળમા સારી રીતે પ્રસર્યો હતો, તેના અનેકધા પૂરાવા આપે છે, પણ હાલમા પાશ્ચાત્ય સાયન્સના પ્રચારને લીધે આ ધર્મક્ષેત્રની પવિત્ર ભૂમિમા પણ કેળવાયેલાના મગજમા જડવિદ્યાએ પ્રવેશ કર્યો છે, અને તેથી કેટલાક એવા પણ પુરૂષો હાલના સમયમાં તમારી નજરે પડશે કે જેઓ જીવ જવી વસ્તુ વિષે પણ પોતાના હૃદયમા શંકા ધરાવતા હોય સંબજુ જડ વસ્તુથી ઉદ્ભવે છે, એમ સ્વીકારી તેઓ જીવને

પણ જડના આવિર્ભાવરૂપ માનવાને દોરાય છે મરણ સમયે આ જડ દેહના વિનાશ સાથે સર્વનો અંત થશે અને તેથી કદાચ જીવ જેવી કોઈ વસ્તુ હશે તો તેનો પણ દેહની સાથે નાશ થશે એમ તેઓ માને છે. આ માન્યતા પુનર્જન્મના મતરૂપી વૃક્ષને કુહાડા સમાન થઈ પડે અને પુનર્જન્મના અસ્તિત્વ સબંધી શકા થતા કર્મનો નિયમ પણ અસત્ય ભાસે છે, અને આત્મા, તેનુ અમરણપણુ, પુનર્જન્મ, કર્મ વગેરે સિદ્ધાતો ઉપર રચાયેલા સર્વ શાસ્ત્રો પણ તેમની દૃષ્ટિએ ખસી ગયેલા મગજની કલ્પનારૂપ લાગે છે આવી રીતે એક જીવતત્વ નહિ માનનાર સકળ શાસ્ત્રોને અસત્ય લેખે છે માટે ગ્રન્થારભે તે જીવતત્વના અસ્તિત્વ સબધી લોકોને ખાત્રી કરી આપવાની ઘણી જરૂર છે જો કે એવા ઘણા થોડાજ માણસો આપણી નજરે પડશે કે જેઓ આત્માના અસ્તિત્વ સબધી તેમને શકા છે એમ ખુલ્લી રીતે કબુલ કરે, પણ તેઓના આચાર અને વર્તન પ્રતિ દૃષ્ટિ કરતા, આત્માના અસ્તિત્વમા તેઓને શ્રદ્ધા ન હોય, તેવુ વર્તન તેઓનુ જોવામા આવે છે માટે તેવા શકાશીળ હૃદયોને આત્માના અસ્તિત્વમા અને તે દ્વારા તેના નિત્યત્વમાં શ્રદ્ધા કરાવી શકાય તો તેના જેવો મોટો ઉપકાર બીજો એક પણ નથી

આત્મતત્વની સિદ્ધિ [illegible] વિચાર
શ્રેણિઓનુ આલબન [illegible] એ
ણિઓ જો આપણે [illegible]
સરવો પડે, [illegible]

વિચાર ગેલિનો આશ્રય લેઇશું, તેને વારતે સામાન્ય મનુષ્યના અનુભવની પેલીપાર ગયા વિના પણ આપણે તે બાબત સિદ્ધ કરવા યથાશક્તિ પ્રયાસ કરીશું

જો તમારે આત્માના અસ્તિત્વનો પુરાવો જોઇતો હોય તો તમારા મન વડે તમારી ઇન્દ્રિયો અને શરીરને સંયમમાં લાવવાનો પ્રયત્ન કરો આથી તમારી ખાત્રી થશે કે ઇન્દ્રિયો કરતા તેમજ શરીર કરતા વધારે સત્તાવાળુ કાઇક છે, જે ઇન્દ્રિયના વિકારોને તમે વારવાર વશ થતા હો તેને વશ કરવાનો આરભ કરો; તમને જે ભોજન અતિ સ્વાદિષ્ટ લાગતુ હોય, અને જે તમારી જીહ્વા ઇન્દ્રિયને નચવતુ હોય તે ભોજન લેવાનુ બધ કરો, અથવા તો તમને વધારે પ્રિય લાગતુ કોઇક પ્રકારનુ શારીરિક સુખ ત્યાગી દો, આ સ્થળે એમ કહેવાનો ભાવાર્થ નથી કે સર્વથા તેનો ત્યાગ કરો, પણ થોડા સમયને સારૂ તો આ પદ્ધતિએ તમે જરૂર ચાલો, જેથી તમારી નિ સદેહ શ્રદ્ધા થશે કે જેને તમે ઇન્દ્રિયો અથવા શરીર કહો છો, તેના કરતા વધારે બલિષ્ટ કાઇક તત્ત્વ તમારામા છે તમારી ઇન્દ્રિયોની ઇચ્છા વિરુદ્ધ કાઇક કાર્ય કરવાનુ માથે લ્યો, અને જ્યારે તે ઇન્દ્રિય પ્રબળ આવેગમા હોય, અને તમે તે વિષયોનો ઉપભોગ કરો તેમા કાઈ પણ પ્રતિબધરૂપ ન હોય, તે સમયે તમે અટકો અને તમારી ઇન્દ્રિયને જણાવો કે "હુ તારા કરતા વધારે બળવાન છુ અને હું તારા વશ થઇશ નહિ, પણ હું તને વશ કરીશ." આ પ્રયોગનો આ અખતરાનો ખરો ઉપયોગ એ જ છે કે ત

પણ જડના આવિર્ભાવરૂપ માનવાને દોરાય છે મરણ સમયે આ જડ દેહના વિનાશ સાથે સર્વનો અંત થશે અને તેથી કદાચ જીવ જેવી કોઈ વસ્તુ હશે તો તેનો પણ દેહની સાથે નાશ થશે એમ તેઓ માને છે આ માન્યતા પુનર્જન્મના મતરૂપી વૃક્ષને કુહાડા સમાન થઇ પડે, અને પુનર્જન્મના અસ્તિત્વ સબધી શકા થતા કર્મનો નિયમ પણ અસત્ય ભાસે છે, અને આત્મા, તેનુ અમરત્વપણુ, પુનર્જન્મ, કર્મ વગેરે સિદ્ધાંતો ઉપર રચાયેલા સર્વ શાસ્ત્રો પણ તેમની દૃષ્ટિએ ખસી ગયેલા મગજની કલ્પનારૂપ લાગે છે આવી રીતે એક જીવતત્ત્વ નહિ માનનાર સકળ શાસ્ત્રોને અસત્ય લેખે છે માટે ગ્રન્થારભે તે જીવતત્ત્વના અસ્તિત્વ સબધી લોકોને ખાત્રી કરી આપવાની ઘણી જરૂર છે જો કે એવા ઘણા થોડાજ માણસો આપણી નજરે પડશે કે જેઓ આત્માના અસ્તિત્વ સબધી તેમને શકા છે એમ ખુલ્લી રીતે કબુલ કરે, પણ તેઓના આચાર અને વર્તન પ્રતિ દૃષ્ટિ કરતા, આત્માના અસ્તિત્વમા તેઓને શ્રદ્ધા ન હોય, તેવુ વર્તન તેઓનુ જોવામા આવે છે માટે તેવા શકાશીળ હૃદયોને આત્માના અસ્તિત્વમા અને તે દ્વારા તેના નિત્યત્વમાં શ્રદ્ધા કરાવી શકાય તો તેના જેવો મોટો ઉપકાર બીજો એક પણ નથી

આત્મતત્ત્વની સિદ્ધિ અર્થે અનેક પ્રકારની વિચાર શ્રેણિઓનુ આલબન લેઇ શકાય તે સઘળી વિચાર શ્રેણિઓ જો આપણે અત્રે રજુ કરીએ તો એક બીજો ગ્રન્થ ભરવો પડે, માટે અત્રે તો એક સર્વજનમાન્ય કરે તેવી

પણી ઇચ્છા પ્રમાણે કાર્ય કરતુ નથી, પણ હવે તો પરીક્ષાનુ એકજ અઠવાડીયુ બાકી રહ્યુ છે, માટે હવે તો મનને સ્થિર કર્યા વિના અને પુસ્તક તરફે ધ્યાન આપ્યા સિવાય બીજો માર્ગ નથી, માટે હું હવે તે મનને વશ કરવાને પ્રયત્ન કરીશ " આ છેલ્લા શબ્દો આપણને સૂચવે છે કે મન કરતા વધારે શક્તિવાળી કાઇક વસ્તુ છે કે જે મનને પણ સયમમા લાવવાનુ સામર્થ્ય ધરાવે છે અને તેને ધર્મ શાસ્ત્રો આત્માના નામથી ઓળખાવે છે તમે તેને બીજુ નામ આપો તેથી તેના ગુણમા ફેર પડતો નથી જેમ શરીર અને ઇન્દ્રિયોને વશ કરનાર મન છે, તેમ મનને વશ કરનાર, મનને પોતાની ઇચ્છા મુજબ ચલવનાર કાઈક તત્વ છે, અને તે તત્વ તે આત્મા છે જો તમે તમારા ભટકતા મનને નિગ્રહમાં લાવવા અને તમારી ધારેલી વસ્તુ ઉપર સ્થિર કરવા પ્રયત્ન કરશો તો જરૂર તમે તે કરી શકશો કારણ કે આત્મબળ અનત છે આ ખાત્રી તમને બુદ્ધિ રીતે થશે, પણ તેનો સાક્ષાત્કાર કરવાને યોગ માર્ગ છે, પ્રથમ તો તમારી બુદ્ધિ આત્માનુ અસ્તિત્વ કબુલ કરે તો પછી તેને અનુભવવાને તમે પ્રયત્ન પણ આદરો, માટે તે સિદ્ધ કરવાને આ એક વિચાર શ્રેણી અત્રે નિવેદન કરી, તે તે ઉપર શાન્ત મનથી વિચાર કરશો તો ઘણુ સમજવાનુ તમને મળી આવશે

अवतरणम्--जीवस्याभ्यर्हितत्वात् ससारदशाया सर्वेषामजीवाना भोक्तृत्वाच्च जीवलक्षणमभिधायायक्रमप्राप्तत्वाज्जीवसहतरजीवसम्बन्धपूर्वकत्वाच्चाजीव लक्षयति--

મારામા રહેલુ કાર્યક તત્ત્વ ઇન્દ્રિય અને શરીર કરતાં ઉચ્ચ છે, અને તેમને નિગ્રહમા રાખવાનુ સામર્થ્ય ધરાવે છે, તેની ખાત્રી થાય આ પ્રયોગ તો બહુ પ્રાથમિક છે, પણ તમારી સંપૂર્ણ શ્રદ્ધા થવાને જરૂરનો છે આ પ્રમાણે પ્રયોગ ચલાવ્યા કરશો તો છેવટે તમને અનુભવ થશે કે શરીર તે નોકર છે, ગુલામ છે, અને મનની ઇચ્છા પ્રમાણે ચાલનાર કિંકર છે જ્યારે જ્યારે તમારૂ મન જે બાબત ખિલાફતુ હોય તે કરવાને તમારી ઇન્દ્રિયો દોરાય, ત્યારે તમારા મન સાથે તમારે શરમાવુ જોઇએ આટલે સુધી તો તમે આ બાબત યથાર્થ રીતે કબુલ કરશો, હવે આ પણે તેથી આગળનુ પગલુ ભરવાનો વિચાર કરીએ. તમારૂ મન તમને ભટકતુ લાગે છે નહિ વારૂ? તમારૂ મન શરીર તથા ઇન્દ્રિયોને કાબુમા રાખવા સમર્થ છે, પણ શુ મન મનને નિગ્રહમા રાખવાનુ બળ ધરાવે છે! તમને તમારૂ મન પાચ મીનીટમા કરોડો વિષય ઉપર ભટકતુ જણાય છે ધારોકે તમારે એક પરીક્ષા આપવાની છે તે પરીક્ષાને સારૂ એક પુસ્તકનો અભ્યાસ કરવાનો છે તમારા ભવિષ્યનો આધાર પરીક્ષામા પાસ થવા પર રહેલો છે, તમે તે પુસ્તક ઉપર તમારૂ મન લગાડવા માગો છો, પણ તમારૂ મન હજારો વિષયોમા ભટકતુ જણાય છે અને તમારે તેને સ્થિર કરવાની જરૂર પડે છે

તમે પ્રથમ તો જણાવો છો કે આતે કેવા પ્રકારનુ મન છે કે સ્થિરજ રહેતુ નથી? જ્યારે જોઇએ ત્યારે આ

પણી ઇચ્છાં પ્રમાણે કાર્ય કરતુ નથી, પણ હવે તો પરી- ક્ષાનુ એકજ અઠવાડીયુ બાકી રહ્યુ છે, માટે હવે તો મનને સ્થિર કર્યા વિના અને પુસ્તક તરફ ધ્યાન આપ્યા સિવાય બીજો માર્ગ નથી, માટે હું હવે તે મનને વશ કરવા પ્રયત્ન કરીશ " આ છેલ્લા શબ્દો આપણને સૂચવે છે કે મન કરતા વધારે શક્તિવાળી કાઇક વસ્તુ છે કે જે મનને પણ સયમમાં લાવવાનુ સામર્થ્ય ધરાવે છે અને તેને ધર્મ શાસ્ત્રો આત્માના નામથી ઓળખાવે છે તમે તેને બીજુ નામ આપો તેથી તેના ગુણમા ફેર પડતો નથી જેમ શરીર અને ઇન્દ્રિયોને વશ કરનાર મન છે, તેમ મનને વશ કરનાર, મનને પોતાની ઇચ્છા મુજબ ચલવનાર કાઈક તત્ત્વ છે, અને તે તત્ત્વ તે આત્મા છે જો તમે તમારા ભટકતા મનને નિગ્રહમાં લાવવા અને તમારી ધારેલી વસ્તુ ઉપર સ્થિર કરવા પ્રયત્ન કરશો તો જરૂર તમે તે કરી શકશો કારણ કે આત્મબળ અનત છે આ ખાત્રી તમને બુદ્ધિ રીતે થશે, પણ તેનો સાક્ષાત્કાર કરવાને યોગ માર્ગ છે, પ્રથમ તો તમારી બુદ્ધિ આત્માનુ અસ્તિત્વ કબુલ કરે તો પછી તેને અનુભવવાને તમે પ્રયત્ન પણ આદરો, માટે તે સિદ્ધ કરવાને આ એક વિચાર શ્રેણી અત્રે નિવેદન કરી તે તે ઉપર શાન્ત મનથી વિચાર કરશો તો ઘણુ સમજવાનુ તમને મળી આવશે

अवतरणम्—जीवस्याभ्यर्हितत्वात् संसारदशायां सर्वेषा- मजीवानां भोक्तृत्वाच्च जीवलक्षणमभिधायायक्रमप्राप्तत्वाज्जी- वसंयुतरजीवसम्बन्धपूर्वकत्वाच्चाजीवं लक्षयति—

ગમા વર્ણવી ગયા, હવે આપણે અજીવનુ સ્વરૂપ વિચારીએ જડ લક્ષણવાળો અજીવ છે લક્ષ્ય અને લક્ષણનુ, જૈનશાસ્ત્ર પ્રમાણે કેટલેક અશે તાદાત્મ્ય હોવાથી, અજીવનુ લક્ષણ અને લક્ષ્ય જડ છે જેનામા જીવ નહિ તે અજીવ જીવથી વિયુક્ત સર્વ પદાર્થો અજીવ સજ્ઞાને યોગ્ય છે પાચ ઇન્દ્રિય, ત્રણ ( મન વચન અને કાય ) બળ, શ્વાસોચ્છવાસ અને આયુષ્ય એ રીતે દશ પ્રાણ જૈનશાસ્ત્રકારોએ મા નેલા છે તે દશ પ્રાણમાથી ઓછામા ઓછા ચાર અને વધારેમા વધારે દશ પ્રાણ જેનામા માલૂમ પડે, તે જીવ કહી શકાય આ દશમાથી એક પણ પ્રાણ ન હોય, તે અજીવ કહેવાય છે જીવ હોય ત્યારે પુદ્ગલની કાયા બધાય છે, તેવી જીવ ચાલ્યો ગયા પછી કાયા રહેતી નથી, પ્રાણના આધારે અજીવથી જીવ ન્યારો લેખી શકાય.

હવે જીવના એકેન્દ્રિયાદિ ભેદે પાચ વિભાગ પાડવામાં આવે છે તેમા સ્પર્શ ઇન્દ્રિયવાળા તે એકેન્દ્રિય કહેવાય છે; તેમા પૃથ્વી, પાણી, તેજ, વાયુ તથા વનસ્પતિ જાણવા બે ઇન્દ્રિય જીવોને રસ અને સ્પર્શ મળીને બેઇન્દ્રિયો હોય છે જળો અળસીયા વગેરે જીવો તેના દૃષ્ટાન્ત છે ત્રણ ઇન્દ્રિય જીવોને સ્પર્શ, રસ, ઘ્રાણ ઇન્દ્રિય હોય છે, કીડી વગેરે જતુઓ તે ભાગમા આવી જાય છે, સ્પર્શ રસ ઘ્રાણ અને ચક્ષુ ઇન્દ્રિયવાળાને ચતુરિન્દ્રિય જતુ કહે છે વીછી, ભ્રમર મક્ષિકા વગેરે તેના દાખલા રૂપે છે સ્પર્શ, રસ, ઘ્રાણ ચક્ષુ અને શ્રોત્ર એ પાચે ઇન્દ્રિયો જેને હોય તે પચેન્દ્રિય [illegible]

છે, તે પંચેન્દ્રિયના બે ભેદ છે જેમને મન હોય તે સમનસ્ક કહેવાય છે, અને જેમને મન નથી હોતુ તે અમનસ્ક કહેવાય છે સમનસ્કમા મનુષ્ય તીર્યંચ નારકી, અને દેવતા વગેરે આવી જાય છે, અમનસ્કમા સમુચ્છિમ પંચેન્દ્રિયજીવો આવી જાય છે આ પ્રમાણે ઇન્દ્રિયની અપેક્ષાએ જીવમાત્રના પાચ ભેદ પાડી શકાય, ગતિની અપેક્ષાએ તેના ચાર ભેદ પડે છે, વેદની અપેક્ષા એ ત્રણ ભેદ પડે છે એમ જે જે અપેક્ષા રાખી તેના તેનો ભેદ પાડવા ઇચ્છા રાખીએ તે પ્રમાણે તેના ભેદ પાડી શકાય

अवतरणम्—संसारिणो मुक्ताश्चेति सूत्रोक्तत्वात् पुनर्द्वैविध्यमाह ॥

## श्लोक

द्विविधाश्च पुनर्ज्ञेया मुक्तामुक्तप्रभेदतः
धर्माधर्मौ नभ कालौ चत्वारोऽमूर्त्तकाः स्फुटम्॥९॥

टीका—मुक्ता अष्टकर्माणि समूलकार्षं कषित्वा लोकान्तं प्राप्ता । अमुक्ता नैगोदादिसर्वार्थसिद्धान्तास्त्रयोदशगुणस्थानवर्तिनो जिना अघातिकर्म्माणश्च । जीवप्रभेदानन्तरं क्रमप्राप्तमजीवभेदमाह । धर्मेति धर्मो गतेरपेक्षाकारणं द्रव्यं न तु पुण्यम् । अधर्म –स्थितेरपेक्षाकारणं द्रव्यं न तु पापम् इति जैनसम्प्रदायः । नभः आकाशम् । कालः समयादिसागरान्त-

સ્થિતિને સહાય આપે તે અધર્મ કહેવાય છે. જેવી રીતે મત્સ્યને ચાલવામા જળ સહાયભૂત થાય છે, તેવી રીતે સર્વને ચાલવા હાલવામા સહાય કરનાર ધર્મ દ્રવ્ય ગણવામા આવેલુ છે તે અદૃશ્ય છે, અને એક છે, તેમજ વળી અસખ્ય પ્રદેશમય છે અને જેવી રીતે વૃક્ષની છાયા મુસાફરને સ્થિતિ કરવામા સહાયભૂત નીવડે છે, તેવી રીતે દરેક પદાર્થને સ્થિરતા પ્રાપ્ત કરવામા સહાયભૂત જે દ્રવ્ય તે અધર્મ દ્રવ્ય જૈનશાસ્ત્રકારોએ માનેલુ છે, તે પણ ધર્મ દ્રવ્યની માફક એક, અદૃશ્ય અને અસખ્ય પ્રદેશમય છે આ બન્ને દ્રવ્ય લોકવ્યાપી છે અલોકમા ધર્મ અને અધર્મ દ્રવ્ય નથી ત્યા ફક્ત આકાશ દ્રવ્ય છે, જે લોકમા પણ વ્યાપી રહેલુ છે અવગાહ આપે તે આકાશ જેમ જળના લોટાની અદર આપણે પાશેર મીઠુ નાખીએ અને તે ઓગળી જાય છે કારણ કે જળના પરમાણુઓ વચ્ચે અવગાહ હતો આવો અવગાહ (અવકાશ) આપવામા જે સહાયભૂત થાય છે, તેને આકાશ દ્રવ્ય કહેવામા આવે છે અને દરેક સમયે સમયે પદાર્થના જુના પર્યાયોને ફેરવી, નવા પર્યાયોરૂપે બદલી નાખે છે, એવો જેનો સ્વભાવ છે, તેને કાળ કહેવામા આવે છે આ રીતે ચાર અમૂર્ત દ્રવ્ય છે આ ચાર દ્રવ્ય પાચ ઇન્દ્રિયો વડે દેખી શકાતા નથી, પણ તેમની સિદ્ધિ આપણે વાસ્તે તો અનુમાનથી થઇ શકે સર્વજ્ઞ પ્રભુ તે બધા દ્રવ્યને જોઇ શકે, પણ આપણે આપણી ઇન્દ્રિયો વડે તેમને દેખી શકીએ નહિ માટે આપણી અપેક્ષાએ તે અમૂર્ત છે

તેઓ અરૂપી હોવાથી તેઓને કોઇ પણ પ્રકારનો આકાર નથી ફક્ત તેઓનુ અસ્તિત્વ આપણાથી સિદ્ધ કરી શકાય પણ તેઓનો આકાર કદાપિ જણાય નહિ, કારણ કે તે તે દ્રવ્ય અમૂર્ત મૂર્તિ–આકાર વગરનુ છે *

अवतरणम्–मूर्त्तामूर्त्तभेदेन द्रव्य द्विविध तत्रामूर्त्ताश्चत्वारो धर्मादयो वर्णिता । यत् मूर्त्तद्रव्य तल्लक्षणं चाह । मूर्त्तिमदिति ।

श्लोक·

मूर्त्तिमत् पुद्गलं द्रव्यमजीवाः पञ्च ते मताः ॥
गुणानामाश्रयो द्रव्यं पर्य्यायाणां विशेषतः ॥१०॥

टीका–पूरणगलन स्वभावोऽस्ति पुद्गलो मूर्तिमान् अवयववान् ते धर्मादयश्चत्वार एक पुद्गल पञ्चाऽजीवा मताः । वाक्यार्थबुद्धौ पदार्थबुद्धि कारणतेति न्यायात् पदार्थज्ञानन्तु द्रव्यलक्षणमन्तरेण न घटत इति द्रव्यलक्षणमाह गुणानामिति गुणानामाश्रयो द्रव्य सर्वं वाक्य सावधारण भवति । तेन गुणानामाश्रय एव ननु निर्गुणास्तिष्ठति द्रव्यमेवगुणानामाश्रयो न तु गुणा पर्यायाणा च विशेषत इति । गुणा सहभाविनः पर्यायास्तु प्रतिसमय परिवर्तन्ते तेषां पर्यायाणामाश्रयो द्रव्यमिति

અવતરણ—મૂર્ત એ રૂપે દ્રવ્યના બે ભેદ પાડયા, તેમાથી ચાર અમૂર્ત દ્રવ્યનો આપણે વિચાર કર્યો, હવે મૂર્ત દ્રવ્ય જે પુદ્ગલ તેનો આપણે વિચાર કરીએ

અર્થ—પુદગલ દ્રવ્ય મૂર્તિમત છે, એ રીતે પાચ

અજીવ જાણવા દ્રવ્ય તે ગુણના અને વિશેષે કરીને પર્યાયના આશ્રયભૂત છે

ભાવાર્થ—જે ક્ષણે ક્ષણે બદલાય છે, સમયે સમયે જેનામા નવા નવા પર્યાયોને ધારણ કરે છે, વિખરે છે અને મળે છે વર્ણગંધ રસસ્પર્શમય છે પુદ્ગલ તે કહેવાય છે પુદ્ગલ દ્રવ્ય મૂર્તિમત છે, પાચ ઇન્દ્રિયોવડે પુદ્ગલ સ્કંધ ગ્રાહ્ય છે આપણે ગયા શ્લોકમા અજીવના ચાર ભેદ વર્ણવી ગયા, તે ભેદ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાળ છે, તેની સાથે આ પાચમો ભેદ પુદ્ગલ મેળવવાથી અજીવના પાચ ભેદ થયા આ અજીવના પાચ ભેદને દ્રવ્ય કહે છે તે પાચ દ્રવ્યની સાથે જીવ દ્રવ્ય વધારવાથી છ દ્રવ્ય થાય છે, જૈન શાસ્ત્રમા ષડ્દ્રવ્યના નામથી પ્રખ્યાત છે હવે દ્રવ્યનો આપણે વિચાર કરીએ, તે અગાઉ દ્રવ્યની વ્યાખ્યા બરાબર જાણવી જોઈએ ગુણાનામાશ્રયો द्रव्य । દ્રવ્ય ગુણોના આશ્રયભૂત છે ગુણો દ્રવ્ય વિના રહી શકે નહિ વસ્તુના નિત્ય ધર્મને ગુણ કહે છે, તે ગુણો તાદાત્મ્ય સબધે વસ્તુમા રહે છે દ્રવ્ય ગુણના આશ્રયભૂત છે, પણ ગુણ દ્રવ્યના આશ્રયભૂત નથી દ્રવ્યમા ગુણ રહેલા છે એટલુજ નહિ પણ પર્યાય પણ રહેલા છે માટે ગુણ અને પર્યાયયુક્ત જે વસ્તુ તે દ્રવ્ય કહેવાય છે પર્યાય સમયે સમયે બદલાય છે ગુણ ગુણીનો સબધ જૈનશાસ્ત્ર પ્રમાણે કથચિદ્ ભિન્ન અને કથચિદ્ અભિન્ન છે, એટલે ભિન્નાભિન્ન છે દાખલા તરીકે જ્ઞાનદર્શન અને ચારિત્ર એ આત્માના સ્વાભાવિક છે અને નિત્ય ધર્મ આત્માથી કથચિત્ ષષ્ઠી વિભક્તિ

પ્રયોગે તે ભિન્ન ગુણો છે તે ગુણો આત્માથી ભિન્ન પડતા નથી, માટે અભિન્ન કહેવાય છે આ રીતે નિત્ય અને અનિત્યધર્મ ગુણ અને પર્યાયના આશ્રય ભૂત તત્ત્વને દ્રવ્ય કહેવામા આવે છે દ્રવ્યની જુદી જુદી વ્યાખ્યાઓ આપવામા આવેલી છે પણ આ સ્થળે તો આ શ્લોકમા આવેલી વ્યાખ્યા પ્રમાણે તેનુ વિવેચન કરેલુ છે.

अवतरणम्—द्रव्यस्यलक्षण भेद चाभिधाय तदाश्रयमाह

श्लोकः

द्रव्यषट्केन पूर्णश्च लोकालोक प्रकीर्त्तित ॥
पञ्चद्रव्याणि लोके स्यु र्नभोलोके च शाश्वतम्॥११॥

टीका—षण्णा समूहः षट्कं द्रव्याणा षट्क द्रव्यषट्क तेन लो-कोऽलोकश्च पूर्णः प्रकीर्तित सर्वज्ञैरिति शेषः नतु स्वमनीषयेति भाव । तदेव स्पष्टयति पञ्चेति धर्माधर्माकाशपुद्गलात्मन पञ्च द्रव्याणि लोके वर्त्तन्ते । अलोके तु नभ एव शाश्वत निर-न्तरम् ॥ ११ ॥

અવતરણ—આ પ્રમાણે દ્રવ્યની વ્યાખ્યા આપવામા આવી, હવે તે દ્રવ્યને પણ રહેવાનુ સ્થાન આશ્રયસ્થાન વર્ણવે છે

અર્થ—ષટ દ્રવ્યથી લોકાલોક પૂર્ણ છે એમ શા-સ્ત્રોમાં કહેલુ છે, તેમાંથી પાંચ દ્રવ્ય લોકમાં આવેલા છે,

અને આકાશ દ્રવ્ય લોકાલોક વ્યાપ્ત છે, અને શાશ્વત છે

ભાવાર્થ—ચૌદ રજ્જુ પ્રમાણે લોકમા પાચ દ્રવ્ય આવેલા છે પણ અલોકમા તો કેવળ આકાશ દ્રવ્ય આવેલુ છે આકાશ દ્રવ્ય બન્ને લોક અને અલોકમા આવેલુ હોવાથી લોકાલોક વ્યાપ્ત માનવામા આવે છે અલોકમા જીવ જઇ શકતો નથી, કારણ કે તેને ગતિ આપનાર ધર્માસ્તિકાયદ્રવ્ય ત્યા હોતુ નથી માટે લોકમાજ જીવ ફરી શકે છે, અને સિદ્ધના જીવો પણ લોકના અગ્ર ભાગ સુધી પહોચી શકે છે આકાશ એક અને અભિન્ન છે, તેમજ શાશ્વત છે, આ રીતે આ ષડ્ દ્રવ્યનુ આશ્રય સ્થાન લોકાલોક છે લોકાલોકનુ સ્વરૂપ સંપૂર્ણપણે સમજનારને આ જગતમા જાણવા જોગ બીજુ કાઈ રહેતુ નથી કારણ કે ષડ્દ્રવ્યમા જગત્માત્રના સર્વ ભાવો સમાઈ જાય છે ષડ્દ્રવ્યના પણ મૂળ ભેદ કહીયે તો જીવ અને અજીવ ગણી શકાય જીવ અને અજીવના પાચ ભેદ તે ષડ્દ્રવ્ય આ રીતે ષડ્દ્રવ્યનો પણ જીવ અને અજીવ અથવા ચેતન અને જડમા સમાવેશ થઇ શકે માટે શાસ્ત્ર પ્રમાણે ગુરૂગમદ્વારા જીવ અને અજીવ તેમજ લોકાલોકનુ સ્વરૂપ જાણવા જીજ્ઞાસુએ પ્રયત્ન કરવો

अवतारणम्—द्रव्यस्य कथञ्चिन्नित्यानित्यत्वे व्यवस्थापयति द्रव्यार्थिकामिति

## श्लोक

द्रव्यार्थिक नय श्रित्वा, षड्द्रव्य शाश्वत-मतम्

पर्य्यायार्थिकतो ज्ञेयं, तदनित्य सदा बुधैः ॥१२॥

टीका—द्रवति पर्य्यायं प्राप्नोतीति द्रव्यम्। अथवा द्रूयते पर्य्यायै प्राप्यते तद्द्रव्यम्। प्रथमपक्षे स्वयं द्रुगमेव पर्य्यायादिरूपेण परिणमति दुग्धं दधिरूपेण यथा। द्वितीयपक्षे द्रव्य तु द्रव्यक्षेत्रकालभावरूपेण समुद्रवत् सत्तामवलम्ब्यमानमास्ते। कल्लोला इव पर्य्यायादय उत्पद्यन्ते विनश्यन्ति च। द्रव्यमेवार्थो मुख्यप्रयोजन यस्य स द्रव्यार्थिकस्त नय श्रित्वा पट्संख्याकमपि द्रव्य शाश्वत नित्य मतम्। (अयभाव) मृत्तिकाया घटशरावादयो घटन्ते विघटन्ते च गुणक्रियादय उत्पद्यन्ते विनश्यन्ति च ननु मृत्तिकाया. केचिद्धानिर्वृद्धो जायेते। अन्यथा मूलोच्छेदाद् घटादिध्वंसे जायमानाना कपालादिपर्य्यायाना द्रव्यान्तरत्वापत्तिरिति।

पर्य्याय एवार्थो मुख्यप्रयोजन यस्य स पर्य्यायार्थिकस्तस्मात् पर्य्यायार्थिकतः तानि पञ्चद्रव्याणि बुधैरनित्यानि ज्ञेयानि (अयंभाव) जलाऽऽजिहीर्षुर्जनो घटपर्य्यायमन्तरेण नैवविकीर्णमृदा जलमाहर्तुमीष्टे नैव च शरावमन्तरेणाऽऽच्छादन विधातु शक्नोति नैव केवलतन्तुभि पटपर्य्यायमन्तरेण शीत वार्य्यते इति सर्वत्रपर्य्यायस्याप्यावश्यकता स्वर्णमानयेत्युक्तो देवदत्त कुण्डलादिक स्वर्णपर्य्यायमानयन्नैवोपालभ्यते. (त्वया कुण्डलमानीत न स्वर्णमिति) तत्रद्रव्यार्थिकनयस्य विषयत्वात् ॥ १२ ॥

અવતરણ—'વ્યતુ આશ્રય સ્થાન વર્ણવ્યા પછી હવે દ્રવ્ય નિત્ય છે કે અનિત્ય છે, અથવા નિત્ય કયી અપેક્ષાએ અનિત્ય કયી અપેક્ષાએ તે જૈન શલીથી જણાવી, જૈનોની વસ્તુ માત્ર જોવાની દૃષ્ટિ સિદ્ધ કરી આપે છે

અર્થ—દ્રવ્યાથિક નયની અપેક્ષાએ છએ દ્રવ્ય નિત્ય જાણવા અને પર્યાયાથિક નયની અપેક્ષાએ છએ દ્રવ્યને સુજ્ઞ પુરૂષોએ અનિત્ય જાણવા

ભાવાર્થ—દ્રવ્યતો સદા નિત્ય છે, પણ તેના પર્યાયોનો ક્ષણે ક્ષણે ફેરફાર થાય છે દુધના સ્કંધો દધિરૂપે પરિણમે છે, અથવા સુવર્ણ સ્કંધો કુંડળરૂપે પરિણમે છે, અથવા તો મૃત્તિકા સ્કંધ ઘટરૂપે પરિણમે છે આ બધા દૃષ્ટાન્તોમા દ્રવ્યમા ફેરફાર થતો નથી, પણ તે દ્રવ્યના પર્યાયોમા ફેરફાર થાય છે, જેમ સમુદ્રમા કલ્લોલો ઉત્પન્ન થાય છે, અને સમુદ્રમા વિલય પામે છે, પણ સમુદ્રતો તેનો તેજ રહે છે, તેજ રીતે દ્રવ્યના પર્યાયોમા ફેરફાર ભલે ક્ષણે ક્ષણે થાય પણ દ્રવ્યતો તેવુ જ રહે છે, તેમા રતિમાત્ર ફેર પડતો નથી એક દ્રવ્ય પોતાનુ સ્વરૂપ બદલી બીજા દ્રવ્યરૂપે પરિણમતુ નથી સાયન્સે પણ અનેક રસાયન શાસ્ત્રના પ્રયોગોને આધારે સિદ્ધ કર્યું છે કે પુદ્ગલ અનાશવત નિત્ય છે દાખલા તરીકે જે પરમાણુ સ્કંધોની મીણબત્તી બની હતી, તે પરમાણુઓ નિત્ય રહે છે, ભલેને મીણબત્તીરૂપે તેનો વિનાશ થાય પણ તેમાના એક પણ પરમાણુનો કદાપિ નાશ થતો નથી આ દૃષ્ટિબિન્દુથી તપાસતા દ્રવ્યની અપેક્ષા એ (મૂળસ્વરૂપની અપેક્ષાએ) દ્રવ્ય નિત્ય છે,

અથવા અનાશવંત છે, એમ કહેવામાં જરાપણ અસત્ય નથી આટીના અનેક આકારો બને અને તે આકારો નાશ પામે ચણુ છે, પણ તેના પર્યાયો બનેલા જુદા જુદા આકારોની અપેક્ષાએ અનિત્ય છે. કેટલીક વાર જેનો ઉપર એવો આક્ષેપ મુકવામા આવે છે કે તેઓ એકજ વસ્તુને નિત્ય અને અનિત્ય એક સમયે માને છે, માટે તેઓ અસત્યવાદી છે આમ કહિનારાઓ એક પ્રકારની ગંભીર ભુલ કરે છે. જૈનોનુ એમ કદાપિ કહેવુ નથી કે એકજ અપેક્ષાએ એક વસ્તુ નિત્ય અને અનિત્ય છે જેવા દૃષ્ટિબિન્દુથી આપણે વસ્તુ તરફ જોઇએ તેવી તે જણાય છે મોહનલાલ તેના પિતા વાડીલાલની અપેક્ષાએ પુત્ર છે, પણ તેનો તે મોહનલાલ પોતાના પુત્ર ગીરધરલાલની અપેક્ષાએ પિતા છે હવે આ રીતે વિચારતા જણાય છે કે એકજ માણસ પિતા અને પુત્ર થઇ શકે, પણ તે જુદી જુદી અપેક્ષાએ થઇ શકે છે, એ કદાપિ વિસરવુ જોઇતુ નથી જો માણસ અપેક્ષા ભુલી જાય, અને સ્યાદ્વાદને અનિશ્ચિતવાદ રૂપે દોરવવાનો પ્રયત્ન કરે તો તો તે માણસ જૈન ધર્મનુ સ્વ રૂપ બિલકુલ સમજ્યો નથી, એમ માનવુ પડે માટે જે જે અપેક્ષાએ જે જે વચન ઉચ્ચારવામા આવ્યુ હોય, તે તે અપેક્ષાએ તે તે વચન ગ્રહણ કરવુ આ રીતે વિચાર વાથી દરેક વસ્તુ અનેક અપેક્ષાથી જોઇ શકાય છે, અને તેથી વસ્તુ માત્રનુ ખરૂ સ્વરૂપ સમજવામા આવી શકે

છએ દ્રવ્ય નિત્ય છે અને અનિત્ય પણ છે દ્રવ્યની અપેક્ષાએ નિત્ય છે અને પર્યાયની અપેક્ષાએ અનિત્ય છે

અને દ્રવ્ય અને પર્યાયની બન્ને અપેક્ષાએ ધ્યાનમાં રાખી કહીએ તો દ્રવ્ય નિત્યાનિત્ય છે

अवतरणम्—गुणपर्यायपयोरभेदो मा भ्रसाङ्क्षीदिति तयोर्लक्षणमाह गुणानामिति

## श्लोक.

गुणानां सहभावित्व पर्यायाणां क्रमोद्भव ॥
लक्षण सर्ववित्प्रोक्त तत्त्वज्ञानाय नान्यथा ॥१३॥

टीका—द्रव्येण सह भवन्ति तच्छील्ला सहभाविनस्तेषां भाव सहभावित्व गुणाना लक्षणम् । गुणसहितमेव द्रव्य । पर्यायाणां तु लक्षण क्रमेणोद्भव उत्पत्ति सर्वज्ञैर्दि भोक्तम् । यथापूर्वंशिवकपर्यायस्तत स्थासपर्यायस्तत कुशूलपर्यायस्ततो घटपर्याय । नैवम्भूता गुणास्ते तु शिवकपर्यायमारभ्य घटावधि एकरूपा एव जायन्ते । एतच्च गुणपर्यायतत्त्वज्ञाने सप्तभङ्गीं भणित तत्त्वज्ञानोपयोगीति स्पष्टीकरिष्यामः । तत्त्वज्ञानम्यान्य प्रकारोनास्तीति ॥ १३ ॥

અવતરણ—દ્રવ્યની વ્યાખ્યા વિચારતા આપણે પ્રથમ તપાસી ગયા કે ગુણ અને પર્યાય યુક્ત હોય તે દ્રવ્ય કહેવાય માટે હવે ગ્રથકાર તે ગુણ અને પર્યાયનુ સ્વરૂપ સમજાવવા આ શ્લોકમા પ્રયત્ન કરે છે

અર્થ—ગુણો સહભાવી છે, અને પર્યાયો ક્રમે ક્રમે ઊદ્ભવે છે આવુ ગુણ અને પર્યાયનુ લક્ષણ તત્ત્વજ્ઞાનને વાસ્તે સર્વજ્ઞોએ કહેલુ છે, તે અન્યથા નથી

ભાવાર્થ—ગુણ ગુણીનો તાદાત્મ્ય સબંધ હોવાથી ગુણી ગુણથી જુદા માલૂમ પડતા નથી, અને તેથી તેમને સહભાવી અથવા નિત્ય સાથે વસનારા ગણવામા આવે છે તેમા જરામાત્ર ફેર થતો નથી. પર્યાયો ક્ષણે ક્ષણે બદલાય છે તેઓ અનિત્ય છે અને ક્રમે ક્રમે ઉદ્‌ભવ પામે છે નવો પર્યાય ઉત્પન્ન થતા પૂર્વ પર્યાય વિનાશ પામે છે દુધ દધિરૂપે પરિણમે છે, ત્યારે દુધ તરીકેના તેના પર્યાય વિનાશ પામ્યા અને દધિ તરીકેના પર્યાયની ઉત્પત્તિ થઇ, માટે જે પરમાણુઓનુ દુધ બનેલુ હતુ તે પરમાણુઓ તો તેના તેજ રહ્યા તે પરમાણુઓમા રહેલો મૂળ ગુણ કદાપિ બદલાતો નથી બીજો દાખલો લેઇ આ વાત વધારે સારી રીતે સ્પષ્ટ કરીએ, આત્માના જ્ઞાન દર્શન અને ચારિત્ર એ સ્વાભાવિક ગુણો છે અને તે ગુણોનું સમયે સમયે વર્તન તે પર્યાયો છે નવા પર્યાયો ઉત્પન્ન થાય છે અને જુના નાશ પામે છે, છતા આત્માનુ મૂળસ્વરૂપ તો નિત્યજ રહે છે માટે જ્ઞાન એ આત્માનો ગુણ છે “ મને રાગ થયો મને દ્વેષ થયો ” એમ જાણવાનો આત્માનો ગુણ કદાપિ નાશ પામતો નથી, માટે તે નિત્ય છે, અને તેના જાણવા યોગ્ય પર્યાયોની અપેક્ષાએ અનિત્ય છે,

કોઈ પણ દ્રવ્યનુ સ્વરૂપ યથાર્થ સમજવા તેના ગુણ અને પર્યાયનું જ્ઞાન મેળવવાની જરૂર છે, કારણ કે “ ગુણ અને પર્યાયવાળો દ્રવ્ય છે ” એવી દ્રવ્યની વ્યાખ્યા હોવાથી ગુણ અને પર્યાયનુ જ્ઞાન થતાં દ્રવ્યનુ જ્ઞાન થાય છે ત-

ઇએ, અને કામાદિ વિષયોને જરા મા। પણ પોતાના હૃદયમા અવકાશ આપવો નહિ આમ કરવાથી દેહાધ્યાસ છુટી જશે, પરપુદ્ગલ ઉપરનો મમત્વભાવ દૂર જશે, અને પોતાનુ ખરૂ સ્વરૂપ આત્માના જાણવામા આવશે

अवतरणम्—चिन्मयमात्मस्वरूपमुक्त्वाऽनादिकालाऽशुद्धपरिणत्याऽत्मसश्लिष्टकर्मोष्टकपुद्गलस्कधेभ्यो भिन्न आत्मा अत एव कर्मरूपपुद्गलस्कधत्यागविवेकमाह ।

## श्लोक.

पुद्गलस्कधरूप यत् कर्म त्याज्य विवेकिभि ॥
येन चेतनरूपोऽपि पुद्गल इव दृश्यते ॥ १५ ॥

अनन्तपुद्गलवर्गस्कधरूप क्षीरनीरवदात्मसश्लिष्ट द्रव्यकर्म हेयज्ञेयोपादेयदृष्टिमद्भिर्विवेकिभिस्त्याज्य ज्ञानध्यानबलेनेति येन कर्मरूपपुद्गलसबधेन चेतनरूप आत्मा पुद्गल इव दृश्यते यो यस्य ससर्गी स तादृश ॥ अत एव द्रव्यकर्मकारणरागद्वेषरूप भाव कर्म दूरत परिहार्यम् ॥ १५ ॥

અવતરણ—આપણે ગયા શ્લોકમા આત્માનુ સ્વરૂપ વિચારી ગયા આત્મા સ્વભાવે કેવો ચેતન જ્ઞાનમય છે, તે પણ જણા ી ગયા, પણ જે કર્મ મળથી આત્માનુ સ્વરૂપ આચ્છા દત થઇ ગયુ છે, તે કર્મમળનુ સ્વરૂપ કેવુ છે તે જયા સુધી આપણા જાણવામા ન આવે, ત્યા સુધી તેનાથી આપણે મુક્ત થઇ શકીએ નહિ માટે ગ્રન્થકાર હવે કર્મનુ સ્વરૂપ જણાવે છે

અર્થ—વિવેકી પુરૂષોએ પુદ્‌ગલ-સ્કન્ધરૂપ કર્મનો ત્યાગ કરવો જોઈએ કારણ કે તે કર્મવડે આત્મા ચૈતન્ય રૂપ હોવા છતા પણ પુદ્‌ગલ જેવો દેખાય છે

ભાવાર્થ—આત્મા સ્વભાવે શુદ્ધ અને નિર્મળ છે, પણ કર્મથી બંધાયેલો હોવાથી તેનુ સ્વરૂપ બરાબર આ પણા કળ્યામા આવતુ નથી તે કર્મ પુદ્‌ગલના સ્કધરૂપ છે આત્મા સમયે સમયે પુદ્‌ગલ સ્કધો ગ્રહણ કરે છે જુના કર્મ ભોગવ્યાથી ખરે છે, અને નવા કર્મ બધાય છે, આ રીતે કર્મનો પ્રવાહ ચાલ્યાજ કરે છે જ્યા સુધી માણસને આત્મસ્વરૂપ સમજાયુ નથી, અને જ્યા સુધી તે જગતના પૌદ્‌ગલિક પદાર્થો પ્રતિ રાગદ્વેષ રાખે છે, ત્યા સુધી તે અજ્ઞાનતાને લીધે કરેલા કાર્યથી દરેક ક્ષણે નવુ કર્મ ઉપાર્જન કરે છે. ક્ષીર અને નીરના સયોગ પ્રમાણે કર્મ સમૂહ આત્મા સાથે મળી ગયેલુ છે તે કર્મના આઠ પ્રકાર છે, તેનુ વિશેષ વર્ણન તેના ભેદો સાથે જૈન ગ્રથોમા વર્ણવેલુ છે, અને તો તેના નામ અને તેનુ સામાન્ય સ્વરૂપ વર્ણવી ચલવીશુ પ્રથમ બે જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મ આત્માના જ્ઞાન અને દર્શન રૂપ બે સ્વરૂપને આચ્છાદિત કરે છે, અને તેથી આત્મ જ્ઞાન થતુ નથી, અને તત્ત્વો પર સપૂર્ણ શ્રદ્ધા થતી નથી. મોહનીય કર્મ મોહ ઉત્પન્ન કરે છે, અને રાગ અને દ્વેષથી ઉત્પન્ન થાય છે વેદનીય કર્મને લીધે સુખ અને દુ ખ મળે છે આયુષ્ય કર્મ અમુક ગતિમાં અમુક શરીરમા અમુક કાલ પર્યંત રહેવુ પડશે તેની હદ બાધે છે.

નામ કર્મથી તેનુ શરીર અને તેની સઘળી ઉપાધિ ઉત્પન્ન થાય છે, અને ગોત્ર કર્મથી ઉચ્ચ કુળ અને નીચ કુળ નક્કી થાય છે, અને અન્તરાય કર્મ આત્માની શક્તિઓ અને સદ્‌ગુણો તેમજ બાહ્ય સાધનોની પ્રાપ્તિમા વિઘ્નરૂપ થાય છે આ બધા કર્મ અમુક નિયમિત વખત સુધી ચાલે છે, તેટલા વખતમા તે કર્મ ભોગવાઇ જાય છે આ કર્મને લીધે આત્મ સ્વરૂપ યથાર્થ જાણવામા આવતુ નથી માટે તે કર્મનો બધ ન થાય, અને થયેલા કર્મનો નાશ થાય તેવા પ્રકારની પ્રવૃત્તિ કરવી પૂર્વે ઉપાર્જન કરેલા કર્મનો નાશ કરવાના માર્ગને નિર્જરા કહે છે, અને જેથી નવા બંધાતા કર્મ અટકે તેને સવર કહે છે સવર અને નિર્જરા દ્વારા નવા બધાતા અને બધાયેલા સર્વ કર્મનો ત્યાગ કરવા વિવેકી પુરૂષોએ પ્રયત્ન કરવો કારણ કે જો કર્મનો ત્યાગ કરવામાં ન આવે તો આત્મા પોતાનુ સ્વરૂપ આચ્છાદિત થવાથી પુદ્‌ગલ જેવો દેખાય છે જે જેના સબંધમા નિરતર રહે તે તેના જેવો થાય છે, એવો નિયમ હોવાથી અને આત્મા કર્મને લીધે પુદ્‌ગલના સબધમા વારવાર વસતો હોવાથી તે પુદ્‌ગલરૂપ ભાસે છે જ્ઞાનાવરણીકર્મના ઉદયથી માણસ એટલો બધો અજ્ઞાની થાય છે કે પચ દ્રવ્ય કરતા પોતાનુ ભિન્ન પણુ ભુલી જાય છે, અને દેહ તે હુ છુ એવો દૃઢાધ્યાસ થાય છે અને તેથી પોતે દેહ રૂપ હોય એવુ આચરણ પણ કરે છે દેહને રોગ થતા પોતાને રોગ થયો છે, એવો ભાવ તેને થાય છે, અને તેથી તે દુખી થાય છે

આ સર્વનું કારણુ દેહાધ્યાસ છે અને દેહાધ્યાસનું કારણુ જ્ઞાનાવરણીય કર્મને લીધે ઉત્પન્ન થતું અજ્ઞાન છે માટે કર્મનો ત્યાગ કરવા શાસ્ત્રમાં બતાવેલા માર્ગ પ્રમાણે બુદ્ધિશાળીઓએ અહોનિશ પ્રયત્ન કરવો, એવો ગ્રન્થકર્તાના કહેવાનો આશય સમજાય છે

अवतरणम् । व्यवहारपरम्परारूढानामहं कृशोऽहं स्थूल इत्यादिबुद्ध्या देहे चेतनमध्यासीनानां जीवानामात्मनि वृत्युपायमाह । अनाद्यनन्तजीवस्येति ।

## श्लोक.

**अनाद्यनन्तजीवस्य,शुद्धा स्वाभाविकी स्थितिः॥**
**कर्मणा परिणामित्वमात्मनो व्यवहारतः ॥१६॥**

टीका—नादिर्यस्य नाऽन्तो यस्य सजीवः स्तस्याऽनाद्यनन्तजीवस्य निश्चयनयापेक्षया स्वभावसिद्धा स्थितिः शुद्धाऽजीवसम्पर्करहिता । व्यवहारनयापेक्षया कर्मणाऽऽत्मनः परिणामित्वम् । द्रव्यार्थिकनयो निश्चयनयः पर्यायार्थिकनयो व्यवहारनय इति साम्प्रदायिकाः । अयभावः । स्वच्छोऽपि स्फटिकमणिर्जपाकुसुमसमभिव्याहारेण रक्तः प्रतिभाति न रक्तिमानं मिथ्याजानतः पुंसो न विस्मयो भवति तद्वदात्मनः पौद्गलिककर्मसम्पर्काद् रागद्वेषादिमत्ता प्रतिभाति । ता रा-

गादिमत्त्वा मिथ्याजानत आत्मारामस्य तन्नासाक्तिर्भवतीति परमार्थ ॥ १६ ॥

અવતરણ—આત્મા અને કર્મને કેવો સબધ છે, અને કર્મને લીધે ઉત્પન્ન થતી સ્થિતિ આત્માને કેવી રીતે વ્યવહારમા આરોપિત કરવામા આવે છે, તે બાબત ગ્રન્થકાર હવે સ્પષ્ટ રીતે દર્શાવે છે

અર્થ—અનાદ્યનન્ત જીવની સ્વાભાવિક સ્થિતિ શુદ્ધ છે, પણ વ્યવહાર નયની અપેક્ષાએ કર્મને લીધે આત્માનુ પરપરિણામપણુ કહેવામા આવે છે

ભાવાર્થ—જીવ અનાદિ અનન્ત છે જીવની ઉત્પત્તિ તેમજ અત નથી જેની ઉત્પત્તિ હોય તેનો અત પણ હોય, પણ જીવ અનાદિ હોવાથી તે અનન્ત છે તે કદાપિ મરતો નથી, તે અમર છે એવા જીવની સ્વાભાવિક સ્થિતિ શુદ્ધ છે શુદ્ધ નિશ્ચયનયથી આત્મા નિરતર શુદ્ધ છે ત્રણે કાળમા આત્મા પવિત્ર, મુક્ત, શુદ્ધ, બુદ્ધ છે, જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ તેના ત્રણ સ્વરૂપ છે બીજી રીતે શબ્દોમા કહીએ તો સત્, ચિત્, અને આનદ એ આત્માના ત્રણ સ્વરૂપ છે એ ત્રણ સ્વરૂપવાળો આત્મા નિર્મળ છે, પણ કર્મને લીધે તે અશુદ્ધ બને છે દાખલા તરીકે સ્ફટિક મણિ સ્વભાવે નિર્મળ છે પણ જો તેની નીચે જાસુદનુ પુષ્પ મુકવામા આવે તો તે પુષ્પની રક્તાશને લીધે તે મણિ પણ લાલ દેખાય છે, તેમ આત્મા પણ સ્વભાવે શુદ્ધ છે,

પણ કર્મના સબંધથી તે અશુદ્ધ તરીકે ઓળખાય છે, આ અશુદ્ધતા તે આત્માની વિભાવિક દશા છે અને પુદ્ગલ કર્મના સબંધથી આત્મા રાગદ્વેષમય ભાસે છે જો તે રાગદ્વેષને માણસ અનિત્ય જાણે, અને રાગદ્વેષ આત્માને વસ્તુત અસર કરી શકનાર નથી એમ અનુભવે, તો રાગદ્વેષ તેને અસર કરી શકતા નથી જો રાગદ્વેષને પોતાના માને તોજ તેઓ તેને અસર કરી શકે પણ રાગદ્વેષ તે આત્માના નહિ પણ પુદ્ગલિક કર્મના આવિર્ભાવ છે, અને પુદ્ગલિક કર્મ તે હુ નથી, એવુ જે વિચારે તે રાગદ્વેષથી લેપાતો નથી રાગદ્વેષ તેવા આત્મા અને જડ વસ્તુનો ભેદ જાણનારપર પોતાની સત્તા કબુલ કરાવી શકતા નથી રાગદ્વેષ તે નિત્ય નહિ પણ ક્ષણિક છે, કારણ કે તે આત્માના ગુણ નહિ પણ અશુદ્ધ પર્યાયો છે પર્યાયો ઉપર જણાવી ગયા પ્રમાણે ક્ષણિક છે, અને સમયે સમયે બદલાય છે માટે આત્માના કર્મ સબધને લીધે ઉત્પન્ન થતા રાગદ્વેષને આત્માના નહિ માનતા આત્માના વિભાવિક પર્યાયો જાણવા જોઇએ સમુદ્રમા ગમે તેટલા કલ્લોલો ઉત્પન્ન થાય, પણ ખડક ઉપર ઉભેલાને તે અસર કરી શકતા નથી આત્મા ઉપર સ્થિર ચિત્ત રાખી, આત્મા તેજ હુ એવુ ભાન ધરાવનારને તે વિકારો જરા પણ અસર કરી શકે નહિ આ સર્વ નિશ્ચય પ્રમાણે લખાણ થાય છે, એ વાચક વર્ગે ક્ષણ વાર પણ વિસરવુ નહિ

अवतरणम्—शुद्धेऽपि आत्मनि शुद्धनयेन परिणामित्व मुपपद्यते इत्याह स्वस्मिन्निति ॥

अवतरणम्—मोक्षोपायभूतस्य सम्यग् दर्शनज्ञानयोः फलस्य चारित्रस्य द्वैविध्यमाह ( आत्मनइति )

## श्लोकः

आत्मनः शिवसौख्यार्थं द्विधा चारित्रसंगतिः ॥
द्रव्यतो भावतश्चोक्ता चतुर्थी स्थापनाभिदः॥१८॥

टीका—शिवसौख्यार्थं मोक्षसुखार्थमात्मनश्चारित्र-संगतिश्चारित्रलाभो द्विधा प्रोक्तो द्रव्यतो भावतश्च द्रव्यचारित्र पञ्चमहाव्रताचारणयतिवेषावश्यकादिक्रियारूपम् । भावचारित्र स्वस्वभावपरिणतिरूपम् । उभयमपि चारित्र मोक्षसुखोपयोगीति सर्वथा तत्र यतनीयम् । ननु सर्वकर्मविप्रमोक्षो मोक्ष इति वचनात् सर्वकर्माभावे किं सुखं उत्पद्यते प्रत्युत सर्वकर्मक्षयेऽनर्थं पश्याम। । तथाहि सर्वकर्मक्षये शरीरक्षयस्ततः पुनश्चन्दनादिभिस्तदुपयोगाभावे तज्जन्यसुखाऽभाव इति चेन्नाऽऽत्मन केवलज्ञानमन्तरेण सुखबिन्दोरभावात् । तथाहि । अहो अय श्रेष्ठी विजने देशे केवलं शेते भृत्यपुत्रादय एव तत्कार्यं कुर्वन्ति । गृहीतशस्त्रा द्वारपालाः कमप्यन्तः प्रवेष्टुं नाऽऽज्ञापयन्ति । ममापि पुत्रादयः कथ-मनुकूला स्युर्येनाहमपि बाह्यजनैरजातवार्त्तं केवलो भवामीति सर्वेषां निरपाध्यर्थं प्रवृत्तिर्दृश्यते । ... कारागृहे रुद्धो जनो यदा मोक्ष्यते तदा सर्वदु खध्वंसेन

सुरसमनुभवति । तथा कर्मपाशबद्धो
णीयं नेत्रे निपीड्य किं सुखं स्या-
हृदयेषु ) बहुवक्तव्यमवशिष्यते ।
पुत्रकलत्रधनादिषु सुखलेशमपश्यन्त
ासीनाश्च त्यक्तसर्वपरिवारा गृहीत-
दीक्षा धनादिकं त्यक्त पुरीषमिव स्मृतिपथमपि नानयन्तीति
सार्वजनीनो निश्चय । प्रकृतमनुसरामः ।

અવતરણ—કર્મબંધન શાથી તુટે તે જાણવુ અતિ જરૂરનુ છે, કારણ કે આત્માની રૂદ્ધિને આવરણ કરનાર કર્મ છે જ્ઞાન દર્શન અને ચારિત્રથી કર્મને નાશ થાય છે સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શનનુ ફળ પણ સમ્યગ્ ચારિત્ર છે, માટે સમ્યગ ચારિત્રનુ ગ્રન્થકર્તા પ્રથમ વર્ણન કરે છે.

અર્થ—આત્માના મોક્ષ સુખને અર્થે દ્રવ્ય અને ભાવથી ચારિત્ર બે પ્રકારનુ છે અને સ્થાપના ભેદથી ચાર પ્રકારનુ છે

ભાવાર્થ—જૈનશાસ્ત્ર પ્રમાણે મોક્ષના ત્રણ માર્ગ છે તે માર્ગ જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે તેમા પ્રથમ જ્યારે વસ્તુનુ સ્વરૂપ યથાર્થ જાણવામા આવે છે, ત્યારે તેનુ દર્શન થાય છે, અર્થાત્ તેપર શ્રદ્ધા થાય છે જ્ઞાનની સત્યતા વિષયે ખાત્રી થાય છે એ ખાત્રી થતા માણસ તે જ્ઞાન અનુસાર વર્તવાને દોરાય છે. તે વર્તનને ચારિત્ર

કહેવામા આવે છે આ ચારિત્રના બે પ્રકાર શાસ્ત્રમા વર્ણવેલા છે, દ્રવ્યથી ચારિત્ર અને ભાવથી ચારિત્ર શ્રાવકના પાચ અનુવ્રત ગ્રહણ કરવા અથવા બાર વ્રત ધારણ કરવા, અથવા સાધુના પચ મહાવ્રત ધારવા, અને તદનુસાર યતિવેષનુ ગ્રહણ કરવુ તે સર્વ દ્રવ્ય ચારિત્ર ગણવામા આવે છે અને આત્મ સ્વરૂપની રમણતાને ભાવ ચારિત્ર સમજવુ. ભાવ ચારિત્ર પામવુ એ કામ સુલભ નથી, પણ દ્રવ્ય ચારિત્ર તે ભાવ ચારિત્રનુ કારણ છે ભાવ ચારિત્ર પ્રાપ્ત કરવાને દ્રવ્ય ચારિત્ર જેવુ ઉત્તમ સાધન બીજુ એક પણ નથી, પણ કેવળ દ્રવ્ય ચારિત્રથી ભાવ વિના મુક્તિ પમાય, એમ કહી શકાય નહિ ભાવ એ સવમા ઉત્તમ છે. દાન, શીળ, અને તપ પણ ભાવથીજ શોભે છે ઉપદેશ તરગિણીમા કહ્યુ છે કે —

> दान तपस्तथा शील नृणा भावेन वर्जितम् ॥
> अर्थहानि' क्षुधापीडा कायक्लेशश्च केवलम् ॥ १ ॥

અર્થ—દાન, તપ અને શીળ ભાવથીજ શોભે છે, પણ જો ભાવ વિના કરવામા આવ્યા હોય તો દાનથી કેવલ ધન હાનિ થાય છે, તપથી ભુખની પીડા થાય છે, અને શીળ પાળવાથી કેવળ કાયકલેશ થાય છે આ ઉપરથી કહેવાનો ભાવાર્થ એમ નથી કે દ્રવ્યથી આ સર્વ કામ ન કરવા, પણ ભાવ વિના કરવામા આવે તો વિશેષ લાભકારી થતાં નથી, માટે ભાવ સહિત દ્રવ્ય ચારિત્ર પાળવુ જોઈએ. યશોવિજય ઉપાધ્યાયજી લખે છે કે —

નિશ્ચય દૃષ્ટિ હૃદય ધરીજી, પાળે જે શુદ્ધ વ્યવહાર,
પુણ્યવત તે પામશેજી ભવ સમુદ્રનો પાર જીનેશ્વર!

ભાવચારિત્ર આત્મ,રમણતા, સ્વરૂપસિદ્ધિ, એ નિશ્ચય દૃષ્ટિ ધ્યાનમા રાખી, જે માણુસ શુદ્ધ વ્યવહાર દ્રવ્ય ચારિત્ર પાળે છે, તે માણુસ ખરેખરો પુણ્યવત છે, અને ભવ સમુદ્રનો પાર પામતા તેને વિલબ લાગતો નથી સાધ્યની અપેક્ષાએ કરેલી શુદ્ધ ક્રિયા સર્વદા ફળવાળી નીવડે છે પણ સાધ્ય બિન્દુ ભુલી જઈને જે દ્રવ્ય ચારિત્રમાજ મગ્ન રહે છે, તે વિશેષ પ્રયાસ કરી શકતો નથી ભાવ ચારિત્ર અને દ્રવ્ય ચારિત્ર બે પરસ્પર એક બીજાને ઉપકારી છે આ બન્ને ચારિત્ર મોક્ષ પ્રાપ્તિના કારણ છે માટે ભાવ ચારિત્ર હૃદયમા રાખી દ્રવ્ય ચારિત્ર શુદ્ધ મનથી, અને શુદ્ધ રીતે પાળવુ, આમ કરવાથી અતે મોક્ષ પ્રાપ્તિ થશે હવે સ્થાપના ભેદથી ચારિત્રના ચાર પ્રકાર છે તે નીચે મુજબ જાણવા તે ચાર ભેદ લૌકિક ચારિત્ર સ્થાપના, લોકોત્તર ચારિત્ર સ્થાપના, શુદ્ધ નિશ્ચય નય ચારિત્ર સ્થાપના, વ્યવહાર નય ચારિત્ર સ્થાપનાના છે આ લોક સબધી ફળની ઇચ્છાથી પાળવામા આવતા ચારિત્રને લાકિક ચારિત્ર કહેવામા આવે છે તે સબધીની સ્થાપનાને લૌકિક ચારિત્ર સ્થાપનાનુ નામ આપવામા આવે છે મોક્ષ પ્રાપ્તિ-અર્થે જે સમ્યક્ ચારિત્ર પાળવામા આવે છે, તે લોકોત્તર ચારિત્ર કહેવાય છે, અને તેની સ્થાપનાને લોકોત્તર ચારિત્ર સ્થાપનાનુ નામ અપાય છે આત્માના અસખ્યાત પ્રદેશમા રહેલા અનત ગુણની રમણતા રાખવી

તેને શુદ્ધ નિશ્ચયનય ચારિત્ર કહે છે, અને તે અનંત ગુણના આધારરૂપ આત્માના અસખ્ય પ્રદેશને શુદ્ધ નિશ્ચય નય ચારિત્ર સ્થાપનાનુ નામ અપાય છે રજોહરણ મુખ વસ્ત્રિકા, પચ મહાવ્રત પાલન, વગેરેને વ્યવહારનય ચારિત્ર કહે છે, તે સબધીની સ્થાપનાને વ્યવહારનય ચારિત્ર સ્થાપનાનુ નામ અપાય છે આ સબધી વિશેષ ખુલાસો ગુરૂગમથી મેળવવો

अवतरणम्—चारित्रान्तर भाव्यमानामवस्थामाह, आत्मीयेति ।

## श्लोक

आत्मीयध्यानधाराभिर्धौतकर्मरज कण ।
आत्मन स्वच्छतां लब्ध्वा भुक्तेऽनन्त सुख सदा

टीका—पार्थिवरजांसि निर्मलजलै क्षालयन्ति लोका॰ कर्मरज क्षालनोपायस्तु स्वात्मध्यानधारा एव क्षालितकर्मपलपङ्के सति आत्मा नन्त सुख सदा भुंक्ते। उक्त च महाभारते (आत्मा नदी सयमतोयपूर्णा सत्यावहा ज्ञानतटा दयोर्मि।तत्राभिषेक कुरु पाण्डुपुत्र न वारिणा शुध्यति चा तरात्मा ॥ १९ ॥

અવતરણ—દ્રવ્ય અને ભાવ ચારિત્રથી આત્મધ્યાન થાય છે અને આત્મધ્યાનથી કેવી અવસ્થા થાય છે, તે હવે ગ્રન્થકાર દર્શાવે છે —

અર્થ—આત્મધ્યાનની ધારાથી જેના કર્મરૂપી રજકણો-ધોવાઈ ગયા છે, તે માણસ આત્માની સ્વચ્છતા મેળવીને મહા અનન્ત સુખ ભોગવે છે

ભાવાર્થ—મનુષ્યો પોતાના શરીરને લાગેલી ધુળ દૂર કરવાને જળનો ઉપયોગ કરે છે તેજ પ્રમાણે આત્માને લાગેલી કર્મરજ દૂર કરવાનો ઉપાય આત્મધ્યાનની ધારા છે જ્યારે મનુષ્ય આત્મધ્યાન કરે છે, એટલે આત્માનુ ચિત્વન કરે છે, ત્યારે બાહ્ય પદાર્થોમા તેનુ મન લુબ્ધ થતુ નથી મનનો એવો સ્વભાવ છે કે એકજ વખતે તે એકજ બાબતનો ઉપયોગ રાખી શકે, અથવા એકજ બાબતનું ધ્યાન કરી શકે, આ રીતે વિચારતા જ્યારે મન આત્મ ધ્યાનમા રોકાય છે, ત્યારે બાહ્ય પદાર્થોમા તે દોરાતુ નથી બાહ્ય પદાર્થોમા જ્યારે તે દોરવાતુ નથી, ત્યારે કર્મબધ થતો નથી, અને તેજ વખતે પૂર્વકર્મ ખરવા માડે છે આ પ્રમાણે આત્મસ્વરૂપનુ ચિત્વન કરવામા મનને મશગુલ કરતા, ધીમે ધીમે કર્મ રજકણો ખરી પડે છે નવા કર્મ બધાય નહિ, અને જુના કર્મ આ રીતે ખરી પડે તો કર્મથી આત્મા મુકત થાય છે, અને આત્મા નિર્મલ થાય છે, તેની સ્વાભાવિક સ્વસ્થતા પ્રાપ્ત કરે છે, અને આત્મા પોતાનામા રહેલુ અનત સુખ ભોગવે છે આત્મા સામાન્ય જળથી શુદ્ધ પામતો નથી, પણ સમતારૂપી જળથી પવિત્ર થાય છે. મહાભારતમા કહ્યુ છે કે

आत्मा नदी सयमतोयपूर्णा सत्यावहा शीलतटा दयोर्मि

तत्राभिषेकं कुरु पाण्डुपुत्र न वारिणा शुध्यति चान्तरात्मा ?

અર્થ—આત્મા રૂપી નદી સયમ રૂપી જળથી ભ-રેલી છે, સત્યને વહન કરનાર છે, તે નદીને જ્ઞાન રૂપી કિનારા છે, અને દયા રૂપી ઉર્મિ (કલ્લોલ) છે હે અર્જુન -તેમા અભિષેક કર, આત્મા જળથી કદાપિ શુદ્ધ થતો નથી બાહ્ય સ્નાનથી તો શરીર શુદ્ધ થાય છે, પણ બાહ્ય સ્નાન કરતી વખતે દરેક પુરૂષે એવી ભાવના રાખવી કે આત્માની સાથે લાગેલી અશુદ્ધતા પણ દૂર થાય માણસ જેવી ભાવના રાખે છે, તેવો તે થાય છે, એવો નિયમ હોવાથી ભાવના શુદ્ધ અને ઉચ્ચ પ્રકારની રાખવી આત્માને પવિત્ર અને શુદ્ધ કરવાની ભાવના રાખવાથી સ્વયમેવ કર્મ રજકણો ખરશે, અને આત્મા પોતાનુ નિર્મળ સ્વરૂપ પ્રાપ્ત કરી શકશે

अवतरणम्—चारित्रपुष्टि विधानार्थमात्मपरमात्मनोरभेद ध्यानमाह ॥ आत्मेति

## श्लोक

**आत्मैव परमात्मेति प्रज्ञाऽऽस्रवनिरोधिनी ॥**
**भावनीया मुमुक्षूणा । प्रमादत्यागपूर्वकम् ॥२०॥**

टीका—नाय ममात्मा परिग्रहादिसम्पर्को नैते तु रागादय आत्मपरिणामा किन्तु विभावना नैव च भोजनाच्छादनपुत्र

कलत्रादयो मम प्रीतिपात्राणि नश्वरत्वात्सुखाभासत्वाच्चात्मा-
रामोऽहं परमात्मरूप इति प्रज्ञां प्रमादस्तव रुणद्धि । अतो मुमुक्षुणा
प्रमादं त्यक्त्वा सा प्रज्ञा भावनीया । घृतादिसंस्कृत एव घ-
टादिर्धूलिभि सम्बध्यते नतु शुद्धः ॥ २० ॥

અવતરણ—આત્મા અને પરમાત્માનો અભેદ ભા
વવાથી શુ પરિણામ નિપજે છે તે હવે વિચારવાનુ છે

અર્થ—આત્મા તેજ પરમાત્મા છે, એવી બુદ્ધિ
આશ્રવનો રોધ કરવાવાળી છે, માટે પ્રમાદનો ત્યાગ કરીને
મુમુક્ષુએ તેવી ભાવના સર્વદા ભાવવી

ભાવાર્થ—આત્મા તે જ પરમાત્મા છે, એ ઉચ્ચમા
ઉચ્ચ સિદ્ધાન્ત છે તે જૈનો તેમજ વેદાન્તિઓ એક સ
રખી રીતે કબુલ કરે છે પણ સ્યાદ્વાદથી આ વાત વિચા
રવી જોઈએ તેજ તુ છે, તુંજ પરમાત્મા છે, અદ્વૈતવાદ અને
દ્વૈતવાદ પણ જૈનો તત્ત્વમસિ વાક્યમા ગ્રહણ કરે છે
જૈનો પણ નિશ્ચય નયથી તેજ મતને અંગીકાર કરે
છે વ્યવહારથી આત્મા અને પરમાત્માનો ભેદ ભલે
કલ્પવામા આવે, પણ વસ્તુત તો આત્મા અને પરમાત્મામા
રતિભાર પણ ભેદ નથી અપ્પા સો પરમપ્પા આત્મા તેજ
પરમાત્મા છે જ્યા સુધી આત્માને ઉપાધિ લાગેલી છે, ત્યા
સુધી તે બહિરાત્મા કહેવાય છે, પણ જ્યારે પોતાના સ્વ
રૂપની આત્માને પ્રતીતિ થાય છે, ત્યારે ઉપાધિ અસત્ છે
એમ જણાય છે, અને તેજ સમયે આત્મા જે સ્વભાવથી—

પરમાત્મ રૂપ હતો, તેનો સાક્ષાત્કાર થાય છે, આત્મા તે પ રમાત્મા છે, આ વિચારથી આસ્રવનો રોધ થાય છે, એમ આ શ્લોકમા કહેવામા આવેલુ છે તે શબ્દોની સત્યતા બ તાવવા હને પ્રયત્ન કરવામા આવે છે હુ પરમાત્મા છુ એ વિચારથી દેહાધ્યાસ છુટી જાય છે દેહ તે હુ છુ એ વિચાર રાખવો તે દેહાધ્યાસ કહેવાય છે જગતમા જે જે કુકર્મો થાય છે, તે મુખ્યત્વે આ દેહાધ્યાસથી થાય છે દે હને પોષવાને અને ઇન્દ્રિયોને તૃપ્ત કરવાને માણસને અનેક પ્રકારના ધનની જરૂર પડે છે, જેમ તૃષ્ણાઓ વિશેષ તેમ વિશેષ ધનની જરૂર હોય છે ન્યાયથી માણસ એકદમ વિશેષ ધન પ્રાપ્ત કરી શકે નહિ, માટે મનુષ્યો કુકર્મ અને અનાચાર અથવા અન્યાયી કાર્ય કરવા દોરાય છે, તેથી આસ્રવ થાય છે માટે દેહાધ્યાસ એજ સર્વ અનર્થનુ મૂળ છે શ્લોક અગમા રહ્યુ છે કે—

देहात्मबुद्धिज पाप न तद्गोवधकोटिभि ।
आत्माह बुद्धिज पुण्य न भूत न भविष्यति

દેહ તેજ આત્મા છે એવી બુદ્ધિથી, એવા વિચારથી ઉત્પન્ન થતુ પાપ કરોડ ગોવધ કરતા પણ વિશેષ છે, અને આત્મ તેજ હુ છુ એવા વિચારથી ઉત્પન્ન થતુ પુણ્ય ભૂત કાળમા થયુ નથી અને ભવિષ્યમા થશે નહિ કહેવાનો ભાવાર્થ એ છે કે તે પુણ્ય અદ્વિતીય છે, જેના ધન ભાગ્ય હોય તેને ગુરૂકૃપાથી એવા જ્ઞાનની પ્રાપ્તિ થાય માટે મુમુક્ષુઓએ—મોક્ષ મેળવવાની ઇચ્છાવાળા પુરૂષોએ સર્વદા તે ભાવના ભાવવી તે બાબતમા જરા પણ પ્રમાદ કરવો નહિ પ્રમાદથી જેટલે

અંશે આત્મરમણતા ઓછી થાય, અને દેહ આદિ પૌદ્ગલિક પદાર્થની સાથે આત્માની એકતાનો વિચાર ઉપજે, તેટલે અંશે કર્મબંધ થાય છે માટે ક્ષણે ક્ષણે આત્મા તેજ હું છું, એવી નિશ્ચય દૃષ્ટિ રાખી, શુદ્ધ વ્યવહાર પાળવો

अवतरणम्—आत्मधर्मप्राप्त्यर्थं सद्गुरूपदेशो विनयादिना श्रोतव्य तदेवाह ॥

श्लोकः

आत्मधर्मोपदेष्टार· सुव्रता मुनयो मता· ॥
तान् प्रणम्य महाभक्त्या श्राव्यो धर्म सुशिष्यकैः२१

टीका—आत्मधर्मो रत्नत्रय तदनुजिघृक्षयोपदिशन्तो मुनयो मता अगृहीतचारित्रा न परानुपदेष्टु योग्या· तान् महा भक्त्याऽऽदरातिशयेन प्रणम्य कायवाङ्मनसैर्नत्वा सुशिष्यकैः (सस्थायाभिमुख प्रणम्य विधिवत् त्यक्तान्यवादान् प्रभो गुर्वीशैव सदा भवान्तकरणीत्येव धिया चिन्तयन्) इत्यादि शिष्यगुणयुक्तैर्धर्मः श्राव्यः यथा वमनविरेचनादिभि· शुद्धकोष्ठे रोगिणि निक्षिप्तमौषध समूलयात हन्ति रोगम् ॥

मलिनकोष्ठे तु व्यर्थीभवदपि कदाचिद्रोगान्तरमपि जनयेत् । तथा शिष्यगुणयुक्ते निक्षिप्तो धर्मस्समूलघात हन्ति रागद्वेषादीन् । अन्यथा तु व्यर्थीभवन् कदाचिद् गुरुद्रोषदृष्टिं जनयन् दीर्घसंसारमपि बन्धयेदिति तात्पर्यम् ॥ २१ ॥

અવતરણ—આત્મા તેજ પરમાત્મા છે, એવી ભાવ નાની પ્રતીતિ સદ્ગુરૂની કૃપા વિના થઈ શકતી નથી માટે કેવા ભાવથી ગુરૂપાસેથી જ્ઞાન પ્રાપ્ત કરવુ, તે હવે ગ્રન્થ કાર દર્શાવે છે

અર્થ—આત્મધર્મનો ઉપદેશ આપનારા, મારા મત વાળા મુનિયોને માનવામા આવે છે, તેમને મહા ભક્તિ સહિત પ્રણામ કરીને સુશિષ્યોએ ધર્મ સ ભળવો

ભાવાર્થ—આત્મધર્મ એટલે આત્માના ગુણ જાણવા તે જ્ઞાન દર્શન અને ચારિત્ર છે તેનો બોધ આપનારા, અને જ્ઞાન પ્રમાણે આચરણ રાખનારા એવા મુનિયો ધર્મો પદેશને લાયક છે જે મુનિયો પોતે ઉપદેશ આપે, પણ પોતાના જ્ઞાન પ્રમાણે વ્રત-ચારિત્ર પાળે નહિ, તે ઉપદેશ આપવાને લાયક અધિકારી નથી ભલે તેઓ પોતાની જ્ઞાન શક્તિવડે બીજાને પ્રતિબોધ આપે, પણ જ્યા સુધી તેમના વિચાર પ્રમાણે આચાર નથી, ત્યા સુધી તે બોધની અસર શ્રોતા વર્ગ ઉપર બહુજ થોડા પ્રમાણમા થાય છે માટે જ્ઞાનની સાથે ઉપદેશકમા સુવ્રતની જરૂર છે, એ એક ક્ષ ણવાર પણ વિસરવુ નહિ ગુરૂના ગુણ દર્શાવ્યા પછી શિષ્યનુ શુ કર્તવ્ય છે, તેપર લખતા ગ્રન્થકાર જણાવે છે કે, શિષ્ય ગુરૂ તરફ ભક્તિવાળા જોઇએ જ્યા સુધી શિ ષ્યમા વિનય નથી, ગુરૂ પ્રત્યે બહુ માન નથી, ત્યા સુધી તે મારુમ ઉપદેશ પ્રાપ્ત કરવાને યોગ્ય નથી શ્રેણિક રાજા અને ચાડાલનુ દૃષ્ટાન્ત જૈન આગમને પરિચિત હોવાથી,

તેનુ માત્ર અત્ર સ્મરણ કરાવવામા આવે છે સામાન્ય વિદ્યા પણ વિનય શિવાય–ગુરૂભક્તિ શિવાય—પ્રાપ્ત થતી નથી, તો પછી આત્મજ્ઞાન જેવો ગહન વિષય ગુરૂભક્તિ વિના શી રીતે પ્રાપ્ત થઇ શકે?

આ જગતમા પરાપૂર્વથી જ્ઞાન પ્રાપ્ત કરવાના ત્રણ માર્ગ ગણવામાં આવેલા છે, ધન, વિદ્યા અને ગુરૂપાદશુશ્રૂષા ધનથી વિદ્યા પ્રાપ્ત કરવી એ વિદ્યા મેળવવાનો કનિષ્ઠ માર્ગ છે વિદ્યા આપી વિદ્યા પ્રાપ્ત કરવી એ મધ્યમ માર્ગ છે પણ ગુરૂના ચરણ કમળની સેવા કરી ગુરૂકૃપા દ્વારા ગુરૂના આશીર્વાદ દ્વારા જ્ઞાન મેળવવુ તે વિદ્યાનો ઉત્તમ માગ છે માટે જ અત્રે કહેવામા આવ્યુ છે કે ગુરૂની અત્યત ભક્તિ પૂર્વક ઉપાસના કરવી અને ધર્મનુ શ્રવણ કરવુ આ શ્લો કમા પ્રણામ કરવા અને ભક્તિ કરવી એ બે વિશેષણ મુકવામા આવ્યા છે, તે જૈન શાસ્ત્રમા દર્શાવેલ આમ્નાય મમજવા, વિનયવતનેજ વિદ્યા આપવી જેમ દુધ સર્વ પ્રાણી માત્રને હિતકારી છે, પણ સપ તે પીએ છે, ત્યારે ઝેર રૂપે ફેરવાઇ જાય છે, તેમ આત્મજ્ઞાન અત્યત હિતકારી અને મોક્ષમાર્ગ સાધક છતા કુશિષ્યને આપવામા આવે તો અનર્થકારી નીવડે છે. તેમા આત્મ જ્ઞાનનો દોષ નથી પણ કુશિષ્યરૂપ ખરાબ અધિકારીનો દોષ છે માટે ગુરૂએ પણ યોગ્ય અધિકારી જોઈ આ આત્મજ્ઞાનનો મહાન્ વિષય શિખવવો, એજ લક્ષ્યાર્થ છે

अवतरणम्—सदुपदेशस्तु सद्गुरुशरणमन्तरेण न फल-

भाग् भवत्यन सद्गुरु शरणीय इत्याह ॥

## श्लोक

सद्गुरु शरणीकृत्य सुधिय सुपथादरा
मोक्षाभिलाषुका शिष्या गच्छन्ति परम पदम्॥२२॥

टीका—शोभन पन्था सुपथ तस्मिन्नादरो येषा ते सुपथादरा सुधिय श्रेष्ठबुद्धय मोक्षमभिलषन्ति तच्छीला मोक्षाभिलाषुका शिष्या सद्गुरु वित्तादिैषणारहित शरणीकृत्य ससाराब्धितारकत्वेनाऽऽलम्ब्य परम पद गच्छन्ति मुक्तिभाजो भवन्तीत्यर्थ ॥ २२ ॥

અવતરણ—ઉપર જણાવ્યા પ્રમાણે સદ્ગુરૂના 'શરણવિના સદુપદેશ પણ ફળદાયી થતો નથી, માટે સદ્ગુરૂનુ શરણ કરવુ, એજ બાબત ગ્રન્થકાર ખુલ્લા શબ્દોમા પ્રતિપાદન કરે છે

અર્થ —સારી બુદ્ધિવાળા, સુમાર્ગમા રૂચિવાળા, અને મોક્ષની અભિલાષવાળા સુશિષ્યો સદ્ગુરૂનુ શરણ પામી પરમપદ પ્રાપ્ત કરે છે

ભાવાર્થ—હવે શિષ્યોના વિશેષ લક્ષણ આ શ્લોકમા જણાવવામા આવેલ છે પરમપદ પ્રાપ્ત કરવુ એ કામ સુગમ નથી તેના અધિકારી થવાને સામાન્ય જનમા મા

ત્સૂમ પડતા ગુણો કરતા વિશેષ ગુણોની જરૂર છે, તે ગુ-
ણોમાં મુખ્ય ગુણ નીચે પ્રમાણે છે પ્રથમ ગુણ એ છે કે
તેનામા સારી બુદ્ધિ હોવી જોઇએ જ્ઞાન મેળવવામા સારી
બુદ્ધિની અતિશય જરૂર છે જેનામા સારાસાર પારખવાની
શક્તિ ખીલેલી નથી, જેની તર્કબુદ્ધિ પરિપક્વ થયેલી
નથી, અને જે સ્વતંત્ર રીતે વિચાર કરવા સમર્થ નથી,
તે જ્ઞાનનુ ગભીર રહસ્ય યથાર્થ સમજી શકે નહિ બુદ્ધિ
પણ એ પ્રકારની શક્તિ છે તેનો સદુપયોગ તેમજ દુ
-રૂપયોગ પણ થઈ શકે માટે ખીલેલી બુદ્ધિનો સદુ
પયોગજ થાય તે માટે શિષ્યમા બુદ્ધિની સાથે સુમાર્ગ
તરફ રૂચિ હોવી જોઇએ જે માર્ગ બુદ્ધિને રૂચે તેવો લાગે
તે માર્ગ તરફ તેણે રૂચિ રાખવી જોઇએ શુદ્ધ અને સત્ય
માર્ગ તરફ તેની વિશેષ રૂચિ થવી જોઇએ અને તે સાથે
આ સસારમાથી મુક્ત થવાની મુમુક્ષા તેનામા ખાસ હોવી
જોઇએ તે મુમુક્ષા વૈરાગ્યથી પ્રાદુર્ભાવ પામે છે જ્યા સુધી
મનુષ્યમા અતરગનો વૈરાગ્ય નથી, અને અતરગ પ્રમાણે
બાહ્ય વૈરાગ્ય પણ શક્તિ પ્રમાણે ગ્રહણ કરતો નથી, ત્યા
સુધી તે માણસમા ખરૂ મુમુક્ષત્વ જાગૃત થયુ છે એમ માની
શકાય નહિ જ્યારે આ જગતના માયાવી અને ક્ષણભગુર
પદાર્થોની અનિત્યતા અને અસારતાનો માણસને ઘણે અશે
ખ્યાલ આવે છે, ત્યારેજ તેપરથી તેનુ મન ઉઠી જાય છે,
અને નિત્યતત્ત્વ જે આત્મા છે, તે શોધવાને, અને ઉપાધિથી
મુક્ત થવાને તેના હૃદયમાં સ્વાભાવિક અભિલાષા ઉત્પન્ન
થાય છે તેજ ખરો સમય કહી શકાય આવા ગણવાળો

સુશિષ્ય સદ્ગુરૂનુ શરણુ અંગીકાર કરે છે સદ્ગુરૂનેજ સર્વસ્વ માની તેમની આજ્ઞા પ્રમાણે વર્તે છે, સદ્ગુરૂ પણ શિષ્યની ભક્તિથી સુપ્રસન્ન થાય છે, અને પરૂ આત્મ સ્વરૂપ શિષ્યને સમજાવે છે, અને આત્મસ્વરૂપનો અનુભવ વતા સાક્ષાત્કાર થતા આ જગતમા પ્રાપ્ત કરવા યોગ્ય બીજી વસ્તુ રહેતી નથી તેજ પરમપદ છે અને તે પદને તે લા યક થાય છે આ રીતે સદ્ગુરૂ શરણથી ઉમદા ગુણવાળો શિષ્ય પરમપદ પ્રાપ્ત કરવાને લાયક બને છે

अवतरणम्-मन्दाधियामेव गुर्वपेक्षा वयन्तु स्वच्छबुद्धि-त्वात् स्वयमेव कर्तव्य निश्चिप्याम इत्यहङ्कारनिराकरणार्थमाह

श्लोक

## मोक्षावाप्ति कदा किं स्यात्सद्गुरोर्ज्ञानमन्तरा ॥
## सनेत्रा नापि पश्यन्ति पदार्थान् भानुमन्तरा॥२३॥

टीका—सद्गुरोर्ज्ञान विना मोक्षावाप्ति कदा कस्मिन्न-पि समये कि स्यात् ? नैव स्यादित्यर्थस्तदेव समर्थयति सनेत्रा इति चक्षुष्मन्तोऽपि भानु विना घटादिपदार्थान् नैव पश्यन्ति ( गृह्णाति चक्षु सयोगादालोकोद्भूतरूपयोरि ) त्युक्तै ॥२३॥

અવતરણ—કોઇને કદાચ શકા ઉત્પન્ન થાય કે મન્દ બુદ્ધિવાળાને ગુરૂની જરૂર હોય, પણ મારી બુદ્ધિ તો નિર્મળ છે, તો ગુરૂ વિના પણ પરમપદ હુ પામ

કરી શકુ એવી શંકાના નિરાકરણાર્થે ગુરૂની જરૂર બતાવતા ગ્રંથકાર લખે છે કે—

• અર્થ—મોક્ષની પ્રાપ્તિ સદ્ગુરૂના જ્ઞાન વિના કદાપિ શુ થઇ શકે? આંખોવાળા માણસો પણ સૂર્ય વિના જોઇ શકતા નથી,

ભાવાર્થ—ઘણી બાબતો આપણને પ્રથમ દૃષ્ટિએ બહુ સરલ ભાસે છે, પણ તે સમજવાને તેનુ યથાર્થ સ્વરૂપ અનુભવવાને આપણને ઘણો શ્રમ પડે છે, તે છતા પણ કેટલાક એવા બારીક પ્રશ્નો ઉઠે છે કે તેનુ સમાધાન પોતાની મેળે થઇ શકતુ નથી તે વખતે ગુરૂની જરૂર જણાય છે ગુરૂ મનના સંશય ટાળી દે છે, અને અનુભવ જ્ઞાન આપે છે પુસ્તકો પણ મહાન્ પુરૂષના અનુભવના વચનો છે, છતા પણ જે જીવતો પુરૂષ કાર્ય કરી, શકે તે કાર્ય તે પુસ્તક કદાપિ કરી શકે નહિ એકલા પુસ્તકથી સરતુ હોય તો પછી ગુરૂની ગરજ પણ ન રહે? પણ વસ્તુ સ્થિતિ વિચારતા એમ જણાય છે કે ગુરૂગમ વિનાઘણી બાબતો યથાર્થ સમજ્યા વિનાની રહી જાય છે વળી વૃદ્ધ પરંપરાથી ચાલી આવેલી કેટલીક બાબતો જે પુસ્તકારૂઢ ન થયેલી હોય તે પણ જ્ઞાની ગુરૂના સમાગમથી મેળવી શકાય વળી જે યોગનો માર્ગ છે, અને જેમા પ્રાણાયામાદિક ક્રિયા કરવાની છે, તેમા માણસે એક યોગ્ય ગુરૂને સાથે રાખવોજ જોઇએ કારણ કે તેમા આગળ વધવામાં અનુભવાતી અડચણો ગુરૂ વિના દૂર કોણ કરી શકે! આજ બાબત દાખવાથી ગ્રંથકાર સમર્થન કરે છે ચક્ષુવાળા

સુશિષ્ય સદ્‌ગુરુનુ શરણુ અંગીકાર કરે છે સદ્‌ગુરુનેજ સર્વસ્વ માની તેમની આજ્ઞા પ્રમાણે વર્તે છે, સદ્‌ગુરૂ પણ શિષ્યની ભક્તિથી સુપ્રસન્ન થાય છે, અને ખરૂ આત્મ. સ્વરૂપ શિષ્યને સમજાવે છે, અને આત્મસ્વરૂપને અનુભવ થતા સાક્ષાત્કાર થતા આ જગતમા પ્રાપ્ત કરવા યોગ્ય બીજી વસ્તુ રહેતી નથી તેજ પરમપદ છે અને તે પદને તે લા યક થાય છે આ રીતે સદ્‌ગુરૂ શરણથી ઉમદા ગુણવાળો શિષ્ય પરમપદ પ્રાપ્ત કરવાને લાયક બને છે

अवतरणम्–मन्दाधियामेव गुर्वपेक्षा वयन्तु स्वच्छबुद्धित्वात् स्वयमेव कर्त्तव्य ।निश्रेयाम इत्यहङ्कारनिराकरणार्थमाह

श्लोक

मोक्षावाप्ति कदा किं स्यात्सद्गुरोर्ज्ञानमन्तरा ॥
सनेत्रा नापि पश्यन्ति पदार्थान् भानुमन्तरा॥२३॥

टीका—सद्गुरोर्ज्ञानं विना मोक्षावाप्ति कदा कस्मिन्नपि समये किं स्यात् ? नैव स्यादित्यर्थस्तदेव समर्थयति सनेत्रा इति चक्षुष्मन्तोऽपि भानु विना घटादिपदार्थान् नैव पश्यन्ति ( गृह्णाति चक्षु' सयोगादालोकोद्भूतरूपयोरि ) त्युक्ते ॥२३॥

અવતરણ—કોઇને કદાચ શકા ઉત્પન્ન થાય કે મન્દ બુદ્ધિવાળાને ગુરૂની જરૂર હોય, પણ મારી બુદ્ધિ તો નિર્મળ છે, તો ગુરૂ વિના પણ પરમપદ હું પ્રાપ્ત

કરી શકુ એવી શકાના નિરાકરણાર્થે ગુરૂની જરૂર બતાવતા ગ્રંથકાર લખે છે કે—

* અર્થ—મોક્ષની પ્રાપ્તિ સદ્દગુરૂના જ્ઞાન વિના કદાપિ શું થઇ શકે ? આંખોવાળા માણસો પણ સૂર્ય વિના જોઇ શકતા નથી,

ભાવાર્થ—ઘણી બાબતો આપણને પ્રથમ દૃષ્ટિએ બહુ સરલ ભાસે છે, પણ તે સમજવાને તેનુ યથાર્થ સ્વરૂપ અનુભવવાને આપણને ઘણો શ્રમ પડે છે, તે છતા પણ કેટલાક એવા બારીક પ્રશ્નો ઉઠે છે કે તેનુ સમાધાન પોતાની મેળે થઇ શકતુ નથી તે વખતે ગુરૂની જરૂર જણાય છે ગુરૂ મનના સશય ટાળી દે છે, અને અનુભવ જ્ઞાન આપે છે પુસ્તકો પણ મહાન્ પુરૂષના અનુભવના વચનો છે, છતા પણ જે જીવતો પુરૂષ કાર્ય કરી, શકે તે કાર્ય તે પુસ્તક કદાપિ કરી શકે નહિ એકલા પુસ્તકથી સરતુ હોય તો પછી ગુરૂની ગરજ પણ ન રહે ? પણ વસ્તુ સ્થિતિ વિચારતા એમ જણાય છે કે ગુરૂગમ વિનાઘણી બાબતો યથાર્થ સમજ્યા વિનાની રહી જાય છે વળી વૃદ્ધ પરંપરાથી ચાલી આવેલી કેટલીક બાબતો જે પુસ્તકારૂઢ ન થયેલી હોય તે પણ જ્ઞાની ગુરૂના સમાગમથી મેળવી શકાય વળી જે યોગનો માર્ગ છે, અને જેમા પ્રાણાયામાદિક ક્રિયા કરવાની છે, તેમા માણસે એક યોગ્ય ગુરૂને માથે રાખવોજ જોઇએ કારણ કે તેમા આગળ વધવામા અનુભવાતી અડચણો ગુરૂ વિના દૂર કોણ કરી શકે ! આજ બાબત દાખલાથી ગ્રથકાર સમર્થન કરે છે ચક્ષુવાળા

મનુષ્યો પદાર્થોને જોવાનુ સામર્થ્ય ધરાવે છે, પણ તેને વાસ્તે યોગ્ય અને આવશ્યક નિમિત્ત જોઇએ, તે નિમિત્ત સૂર્યનો પ્રકાશ છે જો સૂર્યનો પ્રકાશ ન હોય તો ચક્ષુ છતા પણ મનુષ્યો પદાર્થોને જોઇ શકે નહિ કદાપિ દીવાના પ્રકાશ વગેરે અલ્પ સાધનો દ્વારા તેઓતે પદાર્થનુ અલ્પ સ્વરૂપ સમજાય, પણ યથાર્થ સ્વરૂપ જાણવાને તો સૂર્યના પ્રકાશનીજ જરૂર છે તેવી રીતે પુસ્તકો વગેરે સાધનો દ્વારા જ્ઞાનનુ ટુક સ્વરૂપ કદાચ જાણવામા આવે પણ ખરૂ, પણ વસ્તુતત્ત્વ સમ્યગ રીતે અનુભવવાને માટે તો ગુરૂવિના બીજો અન્ય માર્ગ નથી ગુરૂ સૂર્ય સમાન છે ગુરૂને આપણે જે જે ઉપમાઓ આપીએ તે ઓછી ગણાય અને આપણે ગમે તેવા ઉપાયોથી તેમનો ઉપકાર માનવાને પ્રયત્નશીલ થઇએ, પણ ખરી રીતે તેમનો ઉપકાર માની શકાયંજ નહિ કારણ કે જેટલો ઉપકાર ધર્મગુરૂનો માનીએ તેટલો અલ્પ ગણાય પણ ગરજ સરી એટલે વૈદ્ય વેરી, તેમ જે લોકો કૃતઘ્ની નીવડે છે તેમના સમાન આ જગતમા પાપી અને અધમ કોઈ નથી, એક સ્થળે લખેલુ છે કે પરણેલા છોકરાઓ જેમ માતાના ગુણ વિસરી જાય છે, તેમ શિષ્યો આચાર્યના ગુણો શિખ્યા પછી ભુલી જાય છે આ એક મોટી કૃતઘ્નતા છે, માટે તે કૃતઘ્નતાનો ત્યાગ કરી ભક્તિ પૂર્વક ગુરૂ પાસેથી જ્ઞાન મેળવવુ

अवतरणम्—गुरुशरणपूर्वकगुरुज्ञानलाभेऽपि तज्ज्ञानं श्रद्धादिकमन्तरेण न मोक्ष प्रसूत इति तदा

## श्लोकः

श्रद्धावलम्बिनः शिष्याः परोपकृतिसाधकाः ॥
विनेयास्तत्त्वमार्गस्य ज्ञातारः प्रभवन्ति हि ॥२४॥

टीका—श्रद्धावन्तः शिष्या परोपकृतिसाधकाः परोपकारशीला विनेया नमस्कारादिविनयवन्त एतादृशा शिष्या तत्त्वमार्गस्य जैनसिद्धान्तात्मकस्य ज्ञातारश्च सन्तः प्रभवन्ति मुक्तौ समर्था भवन्ति हीति प्रसिद्धम् ॥ २४ ॥

અવતરણ—ગુરૂનુ શરણ લીધુ, ગુરૂ પાસેથી જ્ઞાન મેળવ્યુ, પણ જો તે શિષ્યમા શ્રદ્ધા ન હોય તો તે જ્ઞાન તેને વિશેષ લાભકરી થઇ શકે નહિ, માટે શિષ્યમા શ્રદ્ધાની પણ આવશ્યકતા છે, એજ બાબત પ્રતિપાદન કરતા ગ્રન્થકાર લખે છે કે —

અર્થ—શ્રદ્ધાવાળા, પરોપકારના સાધક વિનયવત અને તત્ત્વ માર્ગને જાણવા વાળા શિષ્ય ( મોક્ષનેવાસ્તે ) સામર્થ થાય છે.

ભાવાર્થ—જેમ ઉપદેશકમા અનેક ગુણની જરૂર છે, તેમ શિષ્યમા પણ શિષ્યને યોગ્ય એવા અનેક સદ્ગુણોની આવશ્યકતા છે જેમ સ્ફટિક મણિ વિશેષ નિર્મળ હોય છે, તેમ તેમા સૂર્યનો પ્રકાશ અધિકતર પ્રકટે છે, તેજ રીતે જેમ શિષ્ય વિશેષ લાયક હોય છે, તેમ ગુરૂનુ જ્ઞાન તેનામા અધિક પ્રકટી નીકળે છે માટે શિષ્યના વિશેષ

અર્થ—ગુરૂની આજ્ઞાને માનનારા શિષ્યો સમ્યગ્ રીતે દયાળુ હોય છે અને ધર્મ માર્ગનો વિસ્તાર કરીને શિષ્યો સદ્ગતિ પામ્યા છે, અને ભવિષ્યમા પામશે

ભાવાર્થ—ગુરૂનુ માહાત્મ્ય આ શ્લોકોમા જે વર્ણવવામા આવેલુ છે, તે કેટલાકને અતિશયોક્તિ ભરેલુ લાગે એવો સભવ છે, પણ જો તત્ત્વ દૃષ્ટિથી વિચારીએ તો તે યથાર્થજ છે સદ્ગુરૂનુ જો યથાર્થ સ્વરૂપ સમજવામા આવે તો પછી તેમના વિષે ભક્તિ હૃદયમા જાગૃત થયા વિના રહેજ નહિ સદ્ગુરૂના અનેક ગુણોનુ વર્ણન તો આ લેખની કરવાને અસમર્થ છે, પણ ટુકમા અત્રે નિવેદન કરવુ યોગ્ય થશે કે જેણે આત્મતત્ત્વને જાણ્યુ છે, અનુભવ્યુ છે, તે પ્રમાણે જે ચારિત્ર પાળે છે, અને જેના હૃદયમા એવા ભાવ સદા ઉલ્લાસમાન થાય છે આખા જગતના જીવો એ પ્રમાણે તત્ત્વ જાણી સમ્યગ્માર્ગે ચાલી, સુખી થાય "સવી જીવ કરૂ શાસન રસી એસી ભાવ દયા મન ઉલ્લસી" એવા વિચાર જેની રગે રગે વ્યાપી રહેલા છે, જેના દરેક આત્મપ્રદેશમા સર્વ પ્રાણી માત્ર પ્રત્યે અપૂર્વ દયાની લાગણી છાયી રહેલી છે, તેવા ગુરૂના હૃદયનુ વર્ણન કરવા કોણ સમર્થ છે? તેવા ગુરૂની ભક્તિ યથાર્થ રીતે કરવા કોનામા બળ માલૂમ પડે છે? તેવા ગુરૂનુ માહાત્મ્ય જેટલુ કહીએ તેટલુ ઓછુજ ગણી શકાય તેવા ગુરૂની આજ્ઞા માનનારા શિષ્યોમા કેવા પ્રકારના ગુણો સ્ફુરે છે તે ગ્રન્થકાર દર્શાવે છે પ્રથમ તો તેઓ દયાળુ થાય છે અહિંસા અથવા દયા એ સવ ગુણોમા

મુખ્ય છે ગુરૂનો દયાગુણ શિષ્યમા આવે એ સ્વાભાવિક નિયમ છે જેણે આત્મતત્વ સારી રીતે અનુભવ્યુ છે, તે સર્વમા સમાન આત્મતત્ત્વ જુએ છે, અને તેથી બીજા સવ પ્રાણીમાત્ર તરફ તેના મનમાં દયાની વૃત્તિ પ્રગટી નીકળે, તેમા કાઇ નવાઇ જેવુ નથી ઉપાધિને લીધે તેનુ આત્મ તેજ ગમે તેટલુ અવગાઇ ગયેલુ હોય, છતા જેવુ એક જ્ઞાનીનુ આત્મતેજ છે, તેવુ જ એક અધમ અને હલકી વૃત્તિવાળા મનુષ્યનુ છે, એ આત્મન જ્ઞાનીની ચક્ષુએ સ્પષ્ટ ભાસે છે, અને તેથી ઉપાધિની અંદર રહેલા આત્મતત્ત્વ ભણી દૃષ્ટિ રાખી સર્વતરફ એક સરખો પ્રેમનો પ્રવાહ તે વહેવરાવે છે પ્રેમનુ ખરૂ કારણ આજ છે તેનાથી ઉતરતા બીજા બધા કારણોમા સ્વાર્થી પ્રેમ કોઇકને કોઇક સ્વરૂપે રહેલો હોય છે પણ આ પ્રેમનો પ્રશસ્ય છે તે પ્રેમ દયારૂપે, મૈત્રીરૂપે, પ્રમોદરૂપે અનેક ભાવથી પ્રકટ થાય છે. પણ તેના સ્વરૂપમા જરા માત્ર પણ ફેર પડતો નથી આવા ઉચ્ચ પ્રકારના પ્રેમવાળા ગુરૂનો અપૂર્વ પ્રેમ નિહાળી તેમના શિષ્યો પણ તેવા પ્રકારના થાય છે

વળી શિષ્યો પણ ગુરૂકૃપાવડે ધર્મમાર્ગનો વિસ્તાર કરી શકે છે ગુરૂ કૃપાથી તેઓ ધર્મના તત્ત્વો જાણે છે, અને જેમ પોતે ગુરૂ પાસેથી શિખ્યા તેમ તેઓ પોતાના શિષ્યોને ભણાવે છે, આ રીતે ધર્મનો વિસ્તાર થાય છે જો ગુરૂઓ જ્ઞાન પામે, પણ તેનો તેઓના શિષ્યને બોધ ન આપે, અને કેવળ અભિમાન વૃત્તિમા રહે તો તેનુ પરિણામ એ આવે કે તેમના મરણની સાથે તે જ્ઞાનનો વિચ્છેદ

થાય, અને તે માર્ગ લાંબા કાળ સુધી ચાલી શકે નહિ જેમ કોઈ નદીના પ્રવાહને રોકવા પ્રયત્ન કરે તો થોડે ઘણે અશે તે કામ તે કરી શકે, પણ પ્રવાહનુ બળ એટલુ બધુ સખ્ત છે કે ગમે તેવા પ્રતિબધનો નાશ કરી પોતાની સત્તા ચલવે છે, તેમ ધર્મનો પ્રવાહ તો ચાલ્યાજ કરે છે, પણ તે પ્રવાહમા જેઓ વિઘ્ન નાખે છે, તેઓજ પાપકર્મના ભાગી થાય છે પણ સુશિષ્યો તો જે માર્ગથી પોતાને લાભ થયો, તે માર્ગ બીજાઓ જાણે તે માટે યત્ન ઉપદેશ કરે છે આ પ્રમાણે તેઓ શુભ કર્મ ઉપાર્જન કરે છે, જેના પ્રભાવથી અતે તે શિષ્યો સદ્ગતિ પામે છે તેઓ સ્વર્ગનુ સુખ શુભકર્મ વડે ભોગવવાને ભાગ્યશાળી થાય છે, અને જો આ કામ તેઓએ નિ઼ષ્કામ બુદ્ધિથી કર્યુ હોય છે, તો તેઓ અપવર્ગ પણ પ્રાપ્ત કરી શકે છે ॥ ૨૮ ॥

अवतरणम्—गुर्वाज्ञालब्धमोक्षानुकूलगुणा शिष्या रागादिशत्रुनाशकत्वेनाभ्यन्तरधर्मं लभन्त इत्याह ॥

## श्लोक

**रागद्वेषविहन्तारो गाम्भीर्यादि गुणान्विता ॥**
**पवित्रा शिष्यका सम्यग् धर्ममाभ्यन्तर गता-२९**

टीका—रागद्वेषान् विशेषेण घ्नन्ति रागद्वेषविहन्तार गाम्भीर्यादिभि र्गुणैरन्वयुरिति गाम्भीर्यादिगुणान्विता, सर्वे

सहारद् मानावमानयोरुदत्तचेतस पवित्रा निर्गतरागादिमला शिष्या आभ्यन्तर धर्म सम्यग् गता धर्मो द्विधा आभ्यन्तरो बाह्यश्च तत्र बाह्यो त्रतक्रियारूप आभ्यन्तरस्तु आत्मज्ञानरमणतारूपो मोक्षस्वरुप ॥ २७ ॥

અવતરણ—ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તીને શિષ્યને અનુકૂળ ગુણ સમૂહ પ્રાપ્ત કર્યા પછી શિષ્ય શુ કર્તવ્ય બજાવે છે તે હવે ગ્રથકાર દર્શાવે છે

અર્થ—રાગ દ્વેષનો નાશ કરનારા, ગાભીર્ય વગેરે ગુણોવાળા, પવિત્ર શિષ્યો અતરના સમ્યગ્ધર્મ માગ પ્રમાણે વર્તે છે

ભાવાર્થ—શિષ્યો જે મોક્ષ પદ મેળવવાને ઉત્સુક હોય છે તેઓ પ્રથમ તો રાગ દ્વેષનો નાશ કરનારા હોવા જોઇએ કોઇપણ પૌદ્‌ગલિક વસ્તુ પ્રતિ હૃદયમા આસકિત થાય તે રાગ કહેવાય છે તે રાગજ દ્વેષનુ કારણ થાય છે તે વસ્તુ ન મળતા, અથવા તેનો વિયોગ થતા, દ્વેષ ઉત્પન્ન થાય છે કોઇ પણ વસ્તુ અથવા શરીર રૂપી ઉપાધિ પ્રત્યેના રાગ લીધે તે વસ્તુનો વિનાશ થતા અથવા મરણથી તે શરીરનો નાશ થતા દુખ થાય છે અનિષ્ટ સયોગોમા અથવા પ્રતિકુળ મનુષ્યોની મધ્યમા વસતા માણસને દ્વેષ ઉત્પન્ન થાય છે અનિષ્ટ સયોગોમા અથવા મનુષ્યોના મધ્યમા સહન શીળતાથી નભાવી લેવાને બદલે, અથવા તેમાથી સારી સ્થિતિ લાવવાને સજોગે અથવા સ્થિતિને દ્વેષ કરવાથી તે બદલા

પણ મનુષ્ય જે વસ્તુ ઉપર રાગ કરે છે, અથવા જે વસ્તુ ઉપર દ્વેષ કરે છે, તે બન્નેથી બધાય છે રાગ તે મજ દ્વેષ બન્ને બધનકારક છે માટે તે બન્ને એક સરખી રીતે ત્યાગ કરવા લાયક છે ત્યારે અત્ર એવો પ્રશ્ન ઉપ સ્થિત થાય છે કે રાગદ્વેષનો ત્યાગ શીરીતે થઇ શકે ? દરેક ક્ષણે ઉત્પન્ન થતી રાગદ્વેષની વૃત્તિઓનો માણસ કેવી રીતે નાશ કરી શકે ? તેમજ રાગ અને દ્વેષના કારણોની વચ્ચમા રહેવા છતા મધ્યસ્થપણુ અથવા સમતા કેવી રીતે જાળવી શકે ? આ પ્રશ્નનો ઉત્તર આપણે હવે વિચારીએ

આ પ્રશ્નનો ઉત્તર ફકત એકજ વિચારને આધીન છે સવ પૌદ્ગલિક પદાર્થો અ તે અનિત્ય છે કેટલીક વસ્તુના પ દાર્થો તેની તે સ્થિતિમા લાબા કાળ સુધી ટકે પણ કાળની અપેક્ષાએ અનિત્ય છે ધમશાસ્ત્રોમા પતિપાદન કરવામા આવ્યુ છે કે ઇન્દ્રની રૂદ્ધિ પણ અ તે ક્ષણિક છે આ વિચાર પ્રથમ દષ્ટિએ અસત્ હોય એમ લાગશે પણ વસ્તુ સ્થિતિ વિચારતા તે સત્યથી પરિપૂર્ણ છે ભલેને ઇન્દ્રનુ આયુષ્ય સાગરોપમનુ હોય છતા કાળ અન ત છે, અને કાળની અન તતાની અપેક્ષાએ સાગરોપમ પણ એક ક્ષણ તરીકે માનવામા આવે તો તે કલ્પના અસત્ય નથી આત્મા સિવાયની સર્વ વસ્તુઓ અનિત્ય છે, પણ અનિત્યતામા પણ ભેદ છે જો કે સઘળી પૌદગલિક પદાર્થો ત્યાજ્ય છે, છતા એ કદમ સવ પદાર્થોનો ત્યાગ થઇ શકે નહિ, માટે ધીમેધીમે તે કામનો આરભ કરવો જોઇએ પ્રથમ નાની નાની બાબતો

માં રાગદ્વેષનોત્યાગ કરતા શિખવુ જોઇએ ઇષ્ટવસ્તુ પ્રતિ આસક્તિ અને અનિષ્ટ વસ્તુ પ્રતિ અરૂચિ, એ રૂપ રાગ અને દ્વેષનો ત્યાગ કરવાનો આરભ પ્રથમ નાના પદાર્થોના સબધમા કરવો જોઇએ. ખાવામા, પીવામા, પહેરવામા, ભોગવવામા વૈરાગ્યવૃત્તિ ખીલવવી જોઇએ અનિષ્ટ સયોગો મળે તો પણ તે પૂર્વ ભવમા કરેલા કાર્યના ફળરૂપે છે, એમ હૃદયથી માની સહન કરી લેવા જોઇએ વળી તે સાથે વિચારવુ જરૂરનુ છે કે રાગદ્વેષ આત્માના સ્વાભાવિક નહિ, પણ વિભાવિક ધર્મો છે, અને આત્મા ઉપર તેઓનુ પ્રાબલ્ય ચાલી શકશે નહિ જયા સુધી અજ્ઞાનથી આત્મા દેહ, મન અને ઇન્દ્રિયો સાથે પોતાનુ ઐકય સ્વીકારે છે, ત્યા સુધી રાગ અને દ્વેષનો સર્વથા નાશ કદાપિ થશે નહિ વસ્તુના ત્યાગથી નહિ પણ વસ્તુ ઉપરથી હૃદયથી રૂચી ઉઠી જવાથી, મમત્વ ભાવનો વિનાશ થવાથી રાગની ઓછાશ થાય છે રાગનો ત્યાગ કરવો એનો અર્થ એવો નથી કે તે વસ્તુ ઉપર દ્વેષ કરવો કારણકે દ્વેષપણ પૂર્વે જણાવ્યાપ્રમાણે રાગની માફક બન્ધનુ કારણ છે માટે રાગ તેમજ દ્વેષ બન્ને કાઢી ઉદાસીન વૃત્તિ રાખવી પૂર્વ કૃત કર્માનુસારે જે, જે સજોગો આવી મળે તે તે સજોગોમાં ઉદાસીન વૃત્તિ રાખી વર્તવુ, અને દુખરૂપી ગુરૂ જે પ્રતિબોધ આપે તે ગ્રહણ કરવો. આ રીતે વર્તવાથી રાગ દ્વેષનો ધીમે ધીમે ત્યાગ થશે

વળી તે શિષ્યોમા ગભીરતા, ઉદારતા, પરોપકાર વૃત્તિ, ક્ષમા અનેવિયત્વ વગેરે અનેક સદ્ગુણો જોઇએ આ બધા

ગુણો રૂપ પગથીયા છે જે વડે માણસ આત્મજ્ઞાનની નિસરણી પર સારી રીતે ચઢી શકે છે દરેક હોય જેને પગ તળે કચરી નાખવામા આવ્યો હોય, તે પણ ઉચે ચઢવામા પગથીયારૂપ થય છે આ સર્વ ગુણોનુ વર્ણન કરવુ આ સ્થળે જરૂરનુ નહિ જણાયાથી કર્યું નથી આવા ગુણોને ધારણ કરનાર, અને રાગ દ્વેષનો નાશ કરવાને તત્પર એવા પવિત્ર શિષ્યો સમ્યગધર્મ સારી રીતે સમજી શકે છે, અને તદનુસાર વર્તા પણ ઉચ્ચ પ્રકારનુ રાખી શકે છે ॥ ૨૭ ॥

अवतरणम्–पूर्वोक्तगुणसम्पन्नस्य शिष्यस्याभ्यन्तरधर्म कर्त्तव्यत्वेनोपदिशति

श्लोक

## मोक्षमार्ग कथ प्राप्य धर्ममाभ्यन्तर विना ॥
## बाह्यधर्म परित्यज्य आन्तर भज भक्तित ॥ २८ ॥

टीका–आभ्यन्तर धर्म विना मोक्षमार्ग कथ प्राप्यो नैव प्राप्य इत्यर्थ । अतो बाह्यधर्म परित्यज्य त्यक्त्वाऽऽन्तर धर्म भक्तितोऽत्यादरेण भज सेवस्व यो हि धर्मबहिर्मुखो विषयलोलुपोऽज्ञ तस्मै बाह्य-धर्मोपदेशो यस्तु बाह्यधर्मज्ञातसारत्वाद्विषयभोगानाकांक्षस्तस्मा आभ्यन्तरो धर्मो देय ॥ २८ ॥

અવતરણ—ઉપર જણાવેલા ગુણો શિષ્યોમા હોય તે છતા તેને કેવા પ્રકારનુ વર્તન રાખવુ કે જેથી કરી તે

પોતાનુ જે નિશાન છે, તે સિદ્ધ કરી શકે ? એ પ્રશ્નને મનમા રાખીને જ લખતા હોય એમ ગ્રથકાર તેનો ઉત્તર આપે છે

અર્થ—આભ્યન્તર ધર્મ વિના બાહ્ય ધર્મ કેવી રીતે પામી શકાય ? માટે બાહ્ય ધર્મ ત્યાગ કરો, અને આન્ત ધર્મનુ ભક્તિથી સેવન કરો

ભાવાર્થ—આ શ્લોકનો સાર યથાર્થ હ્રદયમા ઉતરે તે માટે પ્રથમ તો બાહ્ય ધર્મ અને આભ્યન્તર ધર્મ શુ છે તેની વ્યાખ્યા સમજવી જરૂરની છે જે ધર્મમા બાહ્ય સાધનની જરૂર પડે અને જે ઘણે ભાગે શરીર અથવા વચનેથી થાય તે બાહ્યધર્મ કહેવાય છે જે લોકો અજ્ઞ છે, ધર્મનુ તત્વ સમ્યગ્ રીતે જાણતા નથી, અને વિષયના લોલુપી છે, તેમને વાસ્ત્રે બાહ્ય ધર્મની જરૂર છે

બાહ્યધર્મ એ આભ્યતર ધર્મનુ ઉત્તમ નિમિત્ત કારણ છે પણ બાહ્યધર્મ એજ સર્વસ્વ છે, એમ કોઇ કદાગ્રહથી માને, અને આભ્યન્તર ધર્મરૂપ સાધ્યબિન્દુ ચુકી જાય તો તે માણસ સત્ય માર્ગમા બહુ પ્રવૃત્તિ કરી શકે નહિ કે આગળ વધી શકે નહિ જુદી રીતે દર્શાવીએ તો આભ્યન્તર ધર્મ તે નિશ્ચય ધર્મ છે, અને બાહ્યધર્મ તે વ્યવહાર ધર્મ છે નિશ્ચય અને વ્યવહાર ભિન્ન નથી જે સિદ્ધાતરૂપે સત્ય લાગે તેને યોગ્ય વ્યવહારમા મુકવુ તે વ્યવહાર આ રીતે વિચારતા વ્યવહાર ધર્મ તે નિશ્ચય ધર્મને અત્યંત પોષક છે તે છતા આ શ્લોકમા એમ કહે

વામા આવ્યુ છે કે બાહ્યધર્મનો ત્યાગ કરી આ તર ધમનુ સેવન કર તેનો અર્થ એટલો જ છે કે બાહ્યધર્મમા જ કેવળ આસકિત રાખી બેસી રહેતા નહિ પૌદ્ગલિક બાહ્ય ધર્મ તે આત્માનો નથી, માટે આત્માનો ધર્મ તે આત્મામા રહેલો છે, તેનુ સેવન કરવુ કારણ કે કેવળ બાહ્યધર્મ થીજ આત્માનુ શ્રેય થશે એમ તો કોઇ પણ કહેવાની હીમત ધરી શકશે નહિ પણ ખરો જે આત્માનો ધર્મ છે તેને ભુલી જતા નહિ, આત્મ ધર્મ કે આવશ્યક ધર્મનુ સેવ નજ અ તે મોક્ષ ફળ દાતા છે, એ નિશ્ચિત વાત વિસ્મરવી જોઇતી નથી જ્ઞાની અને અજ્ઞાની બન્ને બાહ્ય ક્રિયાઓ તો એક સરખી રીતે કરતા જણાય છે, પણ આશ્રવની ક્રિયા જ્ઞાનીને સવરરૂપે પરિણમે છે જ્ઞાનીઓ પણ સ સારમા જ્યારે આસ્રવનુ કારણ થાય છે, ત્યારે તેની તે ક્રિયા પોતાને માથે આવી પડેલી હરેક ફરજ બજાવે છે, છતાં કમળ જળમાં ઉગતા છતા જળથી નિર્લિપ્ત રહે છે, તેમ તેઓ તે ક્રિયાથી બધાતા નથી વાસ્તેજ કહેવામા આવેલુ છે કે —

> સમકિતવતા જીવડા, કરે કુટુબ પ્રતિપાળ,
> અ તરથી ન્યારા રહે, જેમ ધાવ ખીલાવત બાલ

જેમ કોઇ છોકરાની માતા મરી ગઇ હોય, અને તેને ધવરાવવાને ધાવ રાખેલી હોય છે હવે ધાવ તે બા ળક ઉપર ગમે તેટલુ હેત રાખે, તોપણ તે સારી રીતે સમજે છે કે આ મારૂ બાળક નથી, અને તેથી અ તરથી તેનો પ્રેમ સ્વાભાવિક રીતે પોતાના જ બાળક ભણી વળે

છે તેવી રીતે સમ્યક્ રીતે આત્મતત્ત્વને જાણનાર પ્રાણી સંસારમાં પૂર્વકૃત કર્માનુસાર પોતાને શિર આવી પડેલ દરેક કાર્ય કરે છે, છતાં તે સર્વ પુદ્ગલના ધર્મ છે, અને હું તો આત્મા સ્વભાવે નિર્વિકારી છું, એ વિચાર તેના હૃદય આગળથી એક ક્ષણ પણ ખસતો નથી તે બાબતમાં તે જરા પણ પ્રમાદ કરતો નથી આ રીતે વિચારતાં જ જણાય છે કે આભ્યંતર ધર્મ બાહ્ય ધર્મનો વિનાશક નથી, પણ પોષક છે નિશ્ચય અને વ્યવહાર જુદાં નથી, પણ અન્યોન્ય સહાયકારી છે, શુભ વિચાર શુભકાર્યને પ્રેરે છે, અને શુભ કાર્ય પણ શુભ વિચારનું પ્રેરક બને છે પણ આભ્યંતર ધર્મની બાહ્ય ધર્મ ઉપર જેટલી અસર થાય તેના કરતાં કેવળ બાહ્ય ધર્મની આભ્યંતર ધર્મ ઉપર અસર ઓછી થાય છે, એ વિચાર ચિત્તમાં રાખી આભ્યંતર ધર્મની વૃદ્ધિ થાય તેવા ઉપાયો નિરંતર યોજવા જોઈએ.

अनंतरम्—ननु किमात्मतत्त्वं ग्राह्यं मनेकैर्मतवादिभिरुक्तत्वादिति चेत्स्याद्वादिभिरुक्तमेवोपादेयमित्याह स्याद्वादवादिभिरिति ।

## श्लोक

**स्याद्वादवादिभि प्रोक्तमात्मतत्त्वं सुखावहम् ॥**
**नित्यानित्य सदानन्दमखण्डनिर्मलं सदा ॥२९॥**

टीका—सुखावहमात्मतत्त्वं स्याद्वादवादिभि—रनेकान्तवादो

देशनाशीलै प्रोक्त नान्यैरिति तात्पर्य तदेवात्मतत्त्वमर्थचतुर्थ श्लोकैराह नित्यानित्यमिति केचिन्नित्यमेवाचक्षत आत्मतत्त्वम अपरेऽनित्यमालम्बन्ते द्वयोर्मतयोरनेकदोषाघ्रातत्वेन मिथ्यात्व दर्शयन्नाह नित्यानित्यम् द्रव्यार्थिकनयापेक्षया नित्य पर्यायार्थि कनयापेक्षयाऽनित्यम् । सदानन्द सर्वस्मिन्नपि काले आनन्द स्वभावेन व्याप्त अखण्डम् अनन्तज्ञानदर्शनसुखादिधाराऽ विच्छिन्न वाऽखण्डितासख्येय प्रदेश प्रत्येकप्रदेशेऽनन्तानन्त शुभाशुभपुद्गलवर्गणास्तद्रहितस्वभावम् ॥ २९ ॥

અવતરણ—હવે આત્મતત્ત્વનો નિશ્ચય શીરીતે કરવો એ મોટો પ્રશ્ન થાય છે, અનેક ધર્મવાળાઓ જુદી જુદી આત્મતત્ત્વની વ્યાખ્યાઓ આપેલી છે, તો તેમાથી કઈ પ્રમાણભૂત ગણવી એ વિચારવાને માટે ગ્રન્થકર લખે છે

અર્થ—સ્યાદ્વાદવાદીએ કહેલુ આત્મતત્ત્વ સુખાવહ છે તે આત્માતત્વ સર્વદા નિત્યાનિત્ય આનદ સ્વરૂપી અખડ અને નિર્મળ છે,

ભાવાર્થ—આ શ્લોકનુ વિવેચન આરભીએ તે પૂર્વે સ્યાદ્વાદ મત એટલે શુ ? તે જાણવાની જરૂર છે સ્યાત્ એ અનેકાન્તનય દર્શક અવ્યય છે, દ્યોતક અર્થ છે અને તેનો અર્થ હોય એવો થાય છે એટલે અમુક અપેક્ષાએ આમ હોય, અને તેનાથી જુદી અપેક્ષાએ તેનુ સ્વરૂપ જુદુ પણ હોય માટે અમુકજ અપેક્ષાને વળગી રહીને તત્ત્વનો નિર્ણય નહિ કરતા, જગતમા જેટલી જેટલી અપેક્ષા વિદ્યમાન હોય તે

તે સર્વ અપેક્ષાએ વસ્તુનુ સ્વરૂપ તપાસવુ અનેક અપેક્ષાએ વસ્તુને તપાસવાની આ રીતિને અનેકાતવાદ પણ કહેવામા આવે છે આ રીતિ અથવા આવી વિચાર શ્રેણિ જૈનધર્મે અગીકાર કરેલી હોવાથી જૈનધર્મને સ્યાદ્વાદ અથવા અનેકાતવાદનુ અભિધાન મળેલુ છે, અને જૈનો સ્યાદ્વાદવાદી અથવા અનેકાતવાદી કહેવાય છે વસ્તુ માત્રમા અનેક ધર્મો હોય છે, કેટલાક ગૌણ હોય છે અને કેટલાક મુખ્ય હોય છે હવે પ્રધાન કે ગૌણ ધર્મોનુ પ્રતિપાદન કરવામા આવે, અને ગૌણ કે પ્રધાન ધર્મોનો અપલાપ કરવામા આવે આવે તો તેને જૈનશાસ્ત્રો નયાભાસ કહે છે, અને તે રીતિને મિથ્યાત્વનું નામ પણ આપે છે તત્ત્વને તત્ત્વ રીતે ન જાણુવુ તે જ મિથ્યાત્વ અથવા મિથ્યાજ્ઞાન અજ્ઞાન છે કેટલાક દૃષ્ટાન્ત આપવાથી આ બાબત વધારે સારી રીતે સમજાશે એમ ધારી અત્રે તે આપવામા આવે છે રામલાલ મોહનલાલનો પુત્ર પણ રામલાલ વાડીલાલનો પિતા છે, એકજ રામલાલ પિતા અને પુત્ર છે સ્યાદ્વાદ મતવાળાનો કહેવાનો ભાવાર્થ એવો નથી કે પિતા અને પુત્રરૂપ બે વિરોધી ગુણ એકજ રામલાલમા આવેલા છે એકજ માણસ બીજા એકજ માણસનો પિતા અને પુત્ર થઇ શકે નહિ, અને એવો અસગત વિચારતો જૈનધર્મ કદાપિ અગીકાર કરે નહિ તાત્પર્ય એ છે કે રામલાલ મોહનલાલની અપેક્ષાએ પુત્ર છે, અને તેજ રામલાલ વાડીલાલની અપેક્ષાએ પિતા છે માટે પિતા અને પુત્રરૂપ વિરોધી ધર્મો પણ જુદી જુદી અપેક્ષાએ એકજ રામલાલમા રહી શકે તેજ રીતે તપા

સાત્વિક ગુણ છે એક સ્થળે અર્હત પ્રભુના ગુણનું વર્ણન કરતા કવિ લખે છે કે—

आनन्दमानन्दकर प्रसन्न
ज्ञानस्वरूप निजबोधयुक्तम्

આનન્દ સ્વરૂપી, આનન્દને કરવાવાળા, પ્રસન્ન, જ્ઞાન સ્વરૂપી, અને સ્વભાવ્યમા રમણ કરનાર આ સવ વિશેષણો આત્માને યથાર્થ રીતે લાગુ પડે છે દરેક આત્મા આનદ શોધવા મથે છે, તેનુ ખરૂ કારણ એજ છે કે તે જાતે આનદમય છે તેને આનદનો પરિમલ આવે છે જેમ કસ્તુરી મૃગ પોતાનામા રહેલી કસ્તુરીના સુવાસથી જગલમા જ્યા ત્યા કસ્તુરી શોધવા મથે છે, તેમ આત્મા સ્વભાવે આનદમય હોવાથી તેને પોતાનામા રહેલા આનદનો પરિમલ આવે છે, પણ અજ્ઞાનથી તે બાહ્ય વસ્તુઓમા તે આત્મિક આનદ પ્રાપ્ત કરવા તલ્પે છે, જેમ કોઇ કુતરો હાડકામાથી લોહી ચાટવા પ્રયત્ન કરે છે તેવામા તેના દાતમા વાગે છે, અને તેમાથી લોહી નીકળે છે, ત્યારે તે હરખાય છે કારણકે લોહીની પ્રાપ્તિ વાસ્તે તેનો ઉદ્યમ હતો તેમ આત્મા પણ વિષયમા સુખ શોધવા મથે છે, તેમાથી જે કાઇ તેને સુખ પ્રાપ્ત થાય છે, તે વિષયમા રહેલુ નથી, પણ આત્માના અતરમા રહેલુ છે, જે વિષયનો સબધ થતા પ્રકટ થાય છે પણ તે સુખ ક્ષણિક છે અને ઐદ્રજાલિક છે વળી વિષયમાથી ઉપજતુ સુખ તે દુખ ગર્ભિત છે તે સુખ પ્રાપ્ત કર્યા પછી બીજા સુખની આકાક્ષા આવા આવા કારણોને લીધે વિષય સુખ ત્યાજ્ય

છે. આત્મિક સુખ અથવા આનદ આ સુખથી કેવળ જુદો છે તે આનદ શાશ્વત છે, તેમા જરા પણ દુખનો સભવ નથી, તે સુખની પરાકાષ્ઠા છે, અને તે આનદ પ્રાપ્ત કર્યા બીજા કોઇ પણ આનદની ઇચ્છા રહેતી નથી, વળી વિષય સુખનો આધાર બ્હારના સાધનોપર રહેલો છે, ત્યારે આત્મિક આનદને કોઇ પણ સાધનની જરૂર રહેતી નથી એવો આનદ તે આત્માનો સ્વભાવ છે

વળી આત્મા અખડ છે ત્રણે કાળમા તે તેવોને તેવો રહે છે જુદી જુદી ઉપાધિઓના ગ ળ ધમા આવવાથી, અથવા કર્મના વિચિત્રપણાને લીધે આત્માના અનેક તરેહના ભેદ માલૂમ પડે, પણ તેનુ અસ્તિત્વ સર્વ અવસ્થામા અને સર્વ કાળમા અખડિત રહે છે

આત્મા સ્વભાવે નિર્મળ શુદ્ધ છે વર્ષાદના જળ કરતા પણ તે અતિ નિર્મળ છે તેને લાગેલો કર્મરૂપ મેળ તેની સાથે એકમેક થયેલો નથી, પણ દૂર થઇ શકે તેવો છે જ્યારે અગ્નિ મદ બળતો હોય છે, ત્યારે તેમાથી ધુમ્ર નીકળે છે, પણ તે વિશેષ બળવા લાગે છે એટલે ધુમ્ર સ્વયમેવ વિનાશ પામે છે સૂર્યરૂપ નિર્મળ આત્માપર કર્મ, વાદળ થોડીકવાર સુધી પોતાની સત્તા ચલાવી શકે, પણ જે વખતે આત્મા પોતાના તેજસ્વી સ્વરૂપે પ્રકાશે છે, તેજ વખતે વાદળ સમૂહ વિખરાઇ જાય છે ભક્તામરમા પણ કહ્યુ છે કે —

ज्ञानस्वरूपममल प्रवदन्ति सन्तः

અવતરણ—આ શ્લોકમા આપણે આત્માનુ લક્ષણ સ્યાદ્વાદ મત પ્રમાણે વિચારી ગયા તે લક્ષણ ઉપરથી ફ-લિત થતા આત્માના અનેક ગુણો છે, તે સર્વ કહેતા તો પાર આવે નહિ માટે ગ્રન્થકાર ત્રણ ચાર શ્લોકમા આત્માના તે ગુણોનુ વર્ણન કરે છે

અર્થ—આત્મા જ્યોતિમય છે, ગુણાધાર છે, જ્ઞાનથી જણાય તેમ છે, નિરક્ષર છે, સ્વચ્છ છે, શુદ્ધ છે, જડાતીત છે, અને લોકાલોકનો પ્રકાશક છે ॥ ૩૦ ॥

ભાવાર્થ—આત્મા જ્યોતિ સ્વરૂપ છે સર્વ વસ્તુઓ પ્રકાશે છે, તેનુ કારણ આત્મ તેજ છે આત્મરૂપી દીપ ધૂમાડા વિના બળે છે, તેને તેલ અથવા દીવેટની જરૂર પડતી નથી, છતા તે ત્રણ જગતને પ્રકટ કરે છે, પર્વતોને પણ ચલાવી નાખે તેવો વાયુ આ આત્મ પ્રદીપ બુઝવવા સમર્થ થતો નથી એક કોટી સૂર્ય કરતા પણ આત્મ પ્રકાશ અધિક છે આ જગતમા અરણીના લાકડા માથી દેવતા સળગાવવમા આવતો હતો તે પછી કોડીઆના દીવા થયા, ત્યાર બાદ ગ્યાસલેટના દીવા સળગાવવામા આવ્યા, પછી ઈલેકટ્રીક લાઈટ હયાતીમા આવ્યા તે પછી વીજળીની રોશની કરવામા આવી તે કરતા પણ રેડીયમ વધારે પ્રકાશ આપે છે આ સર્વ કૃત્રિમ પ્રકાશવાળા સાધનો કરતા ચન્દ્રનો પ્રકાશ સ્વાભાવિક અને વિશેષ છે પણ ચન્દ્રમા ક્ષય વૃદ્ધિ ચાલ્યા કરે છે, માટે તે કરતા સૂર્ય વધારે પ્રકાશવાળો છે પણ સૂર્ય પણ રાત્રિએ પ્રકાશ

આપતો નથી પણ ત્રણે કાળમા અવિચ્છિન્ન પ્રકાશ આપનાર આત્મસૂર્ય છે તેને વાદળ ઘેરી શકતુ નથી, તેને રાહુ હેરાન કરી શકતો નથી, તે સર્વદા પ્રકાશે છે, અનત સૂર્ય કરતા પણ તેનો પ્રકાશ વિશેષ છે આપણે સર્વ વસ્તુ જોઇ શકીએ છીએ તે આત્માનોજ પ્રતાપ છે

વળી આત્મા અનેક ગુણોના આધાર ભૂત છે જ્ઞાન દર્શન અને ચારિત્ર વગેરે ગુણો રહેવાનુ ભાજન આત્મા છે તે ગુણો અને આત્માનો અવિનાભાવી સબધ છે, આત્મા ગુણી છે, જેમા આ ગુણો રહેલા છે તે ગુણો એક અપેક્ષાએ ગુણીનુ સ્વરૂપ દર્શાવવામા અત્યત ઉપયોગી થાય છે તે આત્મા જ્ઞાનગમ્ય છે તેનુ સ્વરૂપ જાણવાને ઉત્તમોત્તમ ઉપાય જ્ઞાન છે આત્માનુ સ્વરૂપ પીછાણવાને આત્મજ્ઞાનની જરૂર છે ધાર્મિક ક્રિયાઓથી હૃદય શુદ્ધ થાય છે, અને હૃદય શુદ્ધિ એ જ્ઞાન મેળવવાનુ ઉત્તમ સાધન છે, પણ કેવળ ધાર્મિક ક્રિયાથીજ આત્મ જ્ઞાન થશે એમ માની શકાય નહિ સાધન અને સાધ્ય તરફ લક્ષ રાખી કરવામા આવેલી ધાર્મિક ક્રિયા બહુજ ઉપયોગી નીવડે છે, પણ તેનેજ કેવળ વળગી રહેવાથી આત્મજ્ઞાન પ્રાપ્ત થશે નહિ વળી આત્માને આ શ્લોકમા નિરક્ષર કહેવામા આવ્યો છે તેનો ભાવાર્થ એ છે કે આત્મા શબ્દાતીત છે શબ્દોદ્વારા આત્મ સ્વરૂપનુ ગમે તેટલુ વર્ણન કરવામા આવે તો પણ આત્મ સ્વરૂપનુ જ્ઞાન તેથી થઇ શકે નહિ કારણ કે તે સ્વરૂપનો અનુભવ થઇ શકે, પણ તે શબ્દો દ્વારા કદાપિ દર્શાવી શકાય નહિ શબ્દોદ્વારા તેનો આખો

આભાસ આપી શકાય, પણ ખરૂ સ્વરૂપતો તેના અનુભવી-ઓજ જાણી શકે માટે તે શબ્દાતીત અથવા નિરક્ષર કહે વાય છે આત્મા સ્વભાવે શુદ્ધ અને સ્વચ્છ છે, એ વિશેષ ણોની સાર્થકતા આપણે ગયા શ્લોકનુ વિવેચન કરતા વિચારી ગયા માટે તે સબધમા વિશેષ નહિ લખતા એટલુ જ જ ણાવીશુ કે જગતમાની કોઈ પણ નિર્મળ વસ્તુ કરતાં પણ આમા અધિક નિર્મળ છે સ્ફટિકમણિ સદૃશ તે નિર્મળ છે સ્ફટિકમણિની નીચે જેવો રગ મુકવામા આ યો હોય તેવુ તે પ્રકાશે છે, તેજ રીતે આત્મામા જે જે સમયે જેવા જેવા ભાવ ઉદ્ભવે છે, તે તે પ્રમાણે આત્માની વૈચિત્ર્યતા ભાસે છે, પણ ખરી રીતે તો તે ઉજ્વલ સ્વ ભાવનો છે આ શ્લોકમા એક વિશેષણ એવુ આપવામા આવ્યુ છે કે તે જડાતીત છે તેનો અર્થ એવો થાય છે કે તે જડની પેલીપાર છે જડ વસ્તુની અસર જ્યાં સુધી પહોચે તે સ્થિતિની પણ પેલીપાર આત્મતત્વ રહેલુ છે જડવસ્તુ આત્મા ઉપર પોતાની સત્તા ચલવી શકે નહિ છતા અજ્ઞાનને લીધે આત્મા પોતાનુ સ્વરૂપ ભુલી ગયો છે, અને જડવસ્તુને પોતાની માને છે જયા સુધી તે અ જ્ઞાન છે, અને તે અજ્ઞાનને લીધે જયા સુધી જડવસ્તુમા મારાપણાનો ભાવ છે, ત્યા સુધી તે વ્યવહારથી જડાતીત કહેવાય નહિ, પણ જ્યારે આત્મા વિશેષ અનુભવ મેળવતો જાય છે, અને કર્મફળને વિખેરી નાખે છે, ત્યારે તેને ભાન થાય છે કે આ જડના તરગો તેના આત્મારૂપી ખડકને અસર કરવા સમર્થ થશે નહિ. તેજ વખતે તે વસ્તુત-

જરાતીત બને છે આ શ્લોકમા જણાવેલુ છેલ્લુ વિશેષણ એમ પ્રતિપાદન કરે છે કે આત્મા લોકાલોક પ્રકાશક છે ચૌદ રાજલોકની પેલીપાર જે પ્રદેશ આવેલો છે તેને અ લોક કહે છે આ લોકાલોકનુ જ્ઞાન આત્મા મેળવી શકે છે, જેમ નિર્મળ દર્પણમા વસ્તુની યથાર્થ છાયા પડે છે, અને તે ઉપરથી તે વસ્તુનુ આપણને જ્ઞાન થાય છે, તેમ આ ત્માના શુદ્ધ પ્રદેશમા લોકાલોકના સર્વ દ્રવ્યનુ તેઓના પ ર્યાયો સહિત પ્રતિબિબ પડે છે, અને તેથી આત્મજ્ઞાની એકજ સ્થળમા રહેવા છતા જગત્માત્રના સર્વ પદાર્થોનુ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે તેવા જ્ઞાનીને अम्लानकेवलादर्श संक्रान्तजगत—જેના નિર્મળ કેવળ દર્શનમા જગતનુ પ્ર તિબિબ પડે છે એવુ—વિશેષણ આપવામા આવે છે કોઈ પણ બાબત તેનાથી ગુપ્ત રહેતી નથી. વસ્તુ માત્રના ધ ર્મને તે સમજે છે આ દરેક આત્માનો સ્વભાવ છે, પણ જ્યા સુધી આત્માની શક્તિઓ તિરોહિત થયેલી છે, ત્યા સુધી આ સ્વભાવનુ ભાન થતુ નથી, છતા દરેક આત્મામા એ વાજ પ્રકારની શકિતઓ રહેલી છે, એમ દૃઢ વિશ્વાસ રાખી તે પ્રમાણે વર્તવુ

અર્થ—આત્મા જન્માતીત જરાતીત દેહાતીત ચિત્સ્વ રૂપી, નિર્લેપ, નિરાકાર, સગરહિત અને તેજમય છે ॥૩૧॥

ભાવાર્થ—શુદ્ધનયથી વિચારીએ તો આત્મા જન્મ તો તેમજ મરતો પણ નથી न जायते म्रियते वा कदाचित् એ વાકય નિશ્ચયનયથી આત્મા સબધમા લેખી શકાય જ્યા સુધી જીવ સસારમા રખડે છે, ત્યા સુધી જન્મ

મરણ તેને છે, પણ જ્યા તેનુ શુદ્ધ સ્વરૂપ તેના જાણવામા આવ્યુ તેજ વખતે જન્મ મરણની પરપરા તેને વાસ્તે બધ થઇ જાય છે જન્મમરણનુ ચક્ર આત્મજ્ઞાનના અનુભવી પર પોતાનુ સામ્રાજ્ય ચલાવી શક્તુ નથી, સત્તામા રહેલા અવશેષ કર્મબળથી તેને કેટલોક સમય આ સસારમા ભલે કાઢવો પડે, પણ તે હવે ફરીથી તે ચક્રના બધનમા આવતો નથી જો જન્મ અને મરણ એ આત્માનો સ્વભાવ માનીએ તો સિદ્ધના જીવોને પણ જન્મ લેવાનો પ્રસગ આવે જેને જન્મ હોય તેને બાલ્યાવસ્થા, યુવાવસ્થા, પ્રૌઢાવસ્થા, અને છેવટે જરા આવે છે પણ જેને જન્મ નથી, તેને જરા શી રીતે હોય ? પુદ્ગલનો સ્વભાવ સડણ પણ વિધ્વસન છે તે ન્યાયે વૃદ્ધાવસ્થા દરેક પદાર્થને આવે છે, ઘટ વગેરે કેવળ જડ વસ્તુઓ પણ કાળ ક્રમે જીર્ણ થાય છે, તો પછી મનુષ્યના શરીરને જરા આવતા શી ? વાર લાગે જરા પછી મરણ આવે છે પણ આત્માને તો મરણ પણ નથી તે તો ત્રણે કાળમા અખડિત રહે છે

કહ્યુ છે કે —

मृत्योर्बिभेषि किं बाल ।
स च भीतं न मुञ्चति
अजातं नैव गृह्णाति
कुरु यत्नमजन्मनि ।

એકનાનુ બાળક રડતુ હતુ તેની સદ્ગુણી માતા બોધ આપે છે અને પુછે છે કે હે બાળક ! તુ મૃત્યુથી કેમ બીહે

છે ? ભય પામેલાને મૃત્યુ છોડી દેતુ નથી જેટલા જન્મ્યા તેટલાને વાસ્તે મરણ નિશ્ચિત છે જો તુ મૃત્યુના ભયથી મુક્ત થવા ઇચ્છા રાખતો હોય તો ફરીથી જન્મ ન લેવો પડે, તેવો પ્રયત્ન કર કહેવાનો ભાવાર્થ એ છે કે જન્મતાને વાસ્તે મરણ છે પણ આત્મા તો જન્મતો નથી તેમ તેનુ મરણ પણ નથી આ સઘળુ નિશ્ચયને આધારે કહેવામા આવ્યુ છે, એ વિચાર ક્ષણવાર પણ દૃષ્ટિ આગળથી દૂર રાખવો નહિ આત્માને જન્મ મરણ નથી એટલુ જ નહિ પણ તેને દેહ પણ નથી આત્માનુ શુદ્ધ સ્વરૂપ કેવુ છે, તેનો આપણે અને નિશ્ચય નયથી વિચાર કરીએ છીએ ટીએ, અને તે અપેક્ષાએ આત્મા દેહાતીત છે, આત્માને પૂર્વ કૃત કર્મના બળથી દેહ વળગે, પણ આત્મજ્ઞાની તે દેહને ઉપાધિ રૂપ સમજે છે, સાધન રૂપ ગણે છે પણ પોતે તેનાથી ન્યારો છે, એવી બુદ્ધિ એક ક્ષણવાર પણ તે આત્મજ્ઞાનીના ચિત્તમાથી ખસતી નથી જેટલે અંશે તે બુદ્ધિ રાખવામા પ્રમાદ તેટલે અંશે અજ્ઞાન સમજવુ જ્યારે આત્માને જન્મ મરણ તથા દેહ નથી ત્યારે તે કેવો છે, એવી શંકાના સમાધાન અર્થે ગ્રંથકારજી જણાવે છે કે તે ચિત્સ્વરૂપી છે, તે જ્ઞાનમય છે તે જ્ઞાનસ્વરૂપી છે આત્માને કલ્પસૂત્રમા જ્ઞાનઘન કહેલો છે આત્મા અને જ્ઞાન તે ભિન્ન નથી, તે બેનો તાદાત્મ્ય સંબંધ છે - વળી આત્મા નિર્લેપ છે કોઈ પણ પ્રકારના લેપથી તે મુક્ત છે નિશ્ચયથી તે કર્મમળ રહિત છે જેમ કોઇ સિંહનુ બચ્ચુ ભૂલથી ઘેટાના ટોળામા રમે અને

પોતાને ઘેટું માને, પણ જ્યારે બીજા સિંહને દેખે, અથવા સિંહનો નાદ સાંભળે, ત્યારે તેને ભાન થાય કે હું પણ સ્વરૂપે સિંહ સમાન છું તેમ આત્મા પણ પોતાના જેવાજ કર્મ બંધનથી બંધાયલા જીવોના ગે ળામા ભમતો હોવાથી, તેને પોતાના સ્વરૂપનું ભાન રહ્યુ નથી, પણ જ્યારે તે કોઇક આત્મજ્ઞાનીને જુવે છે, અને આત્માતો કર્મથી નિર્લિપ્ત છે એમ સાંભળે છે, તેજ વખતે પોતાના સ્વરૂપની કાંઈક ઝાંખી તેને થાય છે, અને તે બાબતનો અનુભવ કરવાને તે વિશેષ પ્રયત્ન કરતો રહે છે, તો અંતે આત્માની નિર્લેપતાનો તેને સાક્ષાત્કાર થાય છે વળી આત્મા નિરાકાર છે, આકાશના જેવો તે આકારરહિત છે ઘટમા રહેલા આકાશને ઘટાકાશ કહે, અને દેહમા રહેલા આકાશને દેહાકાશ કહે, પણ વસ્તુત આકાશ નિરાકાર છે, તેમ જુદી જુદી ઉપાધિઓના સંબંધમા આ વનાર આત્માને જુદા જુદા આકારથી બોલાવવામા આવે છે, પણ વસ્તુત તે આકાર રહિત છે આત્માને કોઇ પણ પ્રકારનો સગ નથી, સગજ રાગદ્વેષનુ કારણ છે, પણ આ ત્માતો સ્વભાવે નિસ્સંગી છે, એટલે કર્મના કારણભૂત રાગદ્વેષ તેનાપર અસર કરી શકતા નથી તે રાગદ્વેષના પાસથી મુક્ત છે આ શ્લોકમા આપેલા વિશેષણમા આ ત્માનુ છેલ્લુ વિશેષણ મહોમય છે, આત્મા તેજોમય છે આત્મા જ્ઞાનપ્રકાશથી વ્યાપ્ત છે, આત્મસૂર્ય જ્ઞાનપ્રકાશથી ઝળહળ રીતે ઉદ્યોત કરી રહે છે ગયા શ્લોકમા બતાવ્યા પ્રમાણે ફરીથી કહેવામા આવે છે કે આ અને આવા અ

તેક વિશેષણો આપવામા આવે તોપણ અનુભવ જ્ઞાન વિના પરમ જ્યોતિનુ દર્શન કદાપિ થાય નહિ, તેને વાસ્તે શુદ્ધ ચારિત્ર અને આત્મ ધ્યાનની આવશ્યકતા છે

અવતરણ—આત્માના બાકી રહેલા ગુણો આ શ્લોકમા વર્ણવેલા છે, જે વસ્તુ પચઇન્દ્રિયો અને મનની પણ પેલીપાર હોય, જ્યા મન અને વાણી પણ પહોચી શકતા ન હોય તેવા પદાર્થનુ નિરૂપણ કરવાને, તે જેટલી અપેક્ષાથી વિચારાય તેટલી લાભકારી છે, એમ વિચારી ગ્રન્થકાર બાકીના આત્માના ગુણોનુ પ્રતિપાદન કરે છે

અર્થ—આત્મા, વ્યકિતની અપેક્ષાએ, અજ, સ્વયભુવ, અનાદ્યનન્ત, સાક્ષર, છે આ પ્રમાણે આત્મતત્વને જે જાણે છે, તેને યોગિરાજ જાણવો ॥ ૩૨ ॥

ભાવાર્થ—આત્મા અજ છે, આત્માને જન્મ નથી, અમુક કાળે આ આત્માની ઉત્પત્તિ થઈ એમ કહી શકાય નહિ, તે અપેક્ષાએ આત્મા અજ છે આત્મા ત્રણે કાળમા છે તેવોને તેવો છે, એટલે તેની ઉત્પત્તિ કયારે થઇ એમ કોણ કહી શકે ? વળી આત્મા સ્વયભુવ છે, કોઇ તેનો કર્ત્તા કે સહર્ત્તા નથી, તે અનાદિ અનન્ત છે જગતમા જેટલા પદાર્થની આદિ છે તેનો અત પણ છે આત્મા અનાદિ એટલે આરભ રહિત તેમજ તે અતરહિત પણ છે ત્રણે કાળમા જે વસ્તુ એક સરખી રીતે નિત્ય રહી શકે તે અનાદ્યનન્ત કહી શકાય તેના અસખ્ય પ્રદેશમા લેશ માત્ર [illegible] કેનો નથી વળી તે સાક્ષર છે,

એટલે નાશ પામવો, ગુણુ પર્યાયોની ઉત્પત્તિ વિનાશ થાય છે, તે ભાવને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ ક્ષરભાવ કહેવામા આવે છે, પણુ આત્મદ્રવ્યનો ઉત્પત્તિ કે વિનાશ થતો નથી, માટે તે અક્ષર છે તેવો અક્ષરભાવ જેનામા હોય તે સાક્ષર કહેવાય છે આવી રીતે આ ત્રણું શ્લોકદ્વારા આત્માના અનેક ગુણોનુ પ્રતિપાદન ગ્રન્થકારે કર્યું છે આવા આત્મતત્ત્વને જાણે તેને યોગિરાજ જાણવો. જાણે એનો અર્થ એવો નથી કરવાનો કે શબ્દથી જાણે અથવા શબ્દોમા બોલી જાણે, પણુ જેને ઉપર જણાવેલા ગુણોવાળો આત્મા છે, એવુ અનુભવજ્ઞાન ગુરૂકૃપાવડે અને આત્મબળમાં વિશ્વાસ રાખી પ્રયત્ન કરવાથી પ્રાપ્ત થયું છે, તેજ માણસ યોગિરાજની મહાપદવીને લાયક છે તીર્થંકરોને તો અનુભવ જ્ઞાનથી પણુ ઉત્તમ ઉત્તમ કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ હતુ, માટેજ ભકતામરમા "योगीश्वर " विदितयोग' એવા વિશેષણો લગાડયા છે હળુકર્મી જીવોનેજ પૂર્વ પુણ્યના ભાગ્યોદયે તેવા યોગીઓનો પ્રસગ પ્રાપ્ત થાય

अवतरणम्—आत्मधर्मयोग्यै शिष्यैरात्मधर्म आराध्य आत्मानमन्तरेणान्यत्रात्मधर्मो नास्ति तदाह ॥

## श्लोक

शिष्यैर्विचक्षणैर्योग्यो धर्म आराध्य आत्मन ॥
असत' किं सदुत्पत्ति चिन्तनीय च साक्षरै ३३

टीका—विचक्षणै सदसद्विवेकचतुरैः शिष्यैर्योग्यधर्म आत्मनः आत्मसम्बन्धी मोक्षमसवीति यावत् आराध्यस्सेवनीय नतु सर्वेपि धर्मास्समाना अतो यत्र तत्रापि प्रवर्तमानो मोक्षाधिकारीत्यत आह । असतोऽत्यन्तमविद्यमानाद्वस्तुन सद्रूपत्तिर्भवति किं नेत्यर्थोऽन्यथा गगनकुसुमादेरप्युत्पत्ति स्याद् सारैः शास्त्रनिष्णातैरेतद्विशेषेण चिन्तनीयम् ॥ २३ ॥

અવતરણ—ઉપર પ્રમાણે આત્માનુ સ્વરૂપ બુદ્ધિથી જાણ્યુ, હવે તે અનુભવવાને કેવો ઉદ્યમ કરવો જોઇએ તે વિચારવાનુ છે, કારણ કે જ્યાં સુધી જ્ઞાન પ્રમાણે વર્તન ન થાય ત્યાં સુધી તે શુષ્કજ્ઞાન સમજવુ માટે તે સંબધી ગ્રન્થકાર પોતાના વિચાર દર્શાવે છે

અર્થ—વિચક્ષણ શિષ્યોએ આત્માના યોગ્યધર્મનું આરાધન કરવુ; અસત્‌માથી સત્‌ની ઉત્પત્તિ કેવી રીતે થઇ શકે ? માટે અસત્ વસ્તુને ભૂલી સતસ્વરૂપ આત્માજ આદરવા લાયક છે

ભાવાર્થ—શિષ્ય શબ્દનો ધાત્વર્થ આપણે વિચારીશું તો જણાશે કે જેઓએ ઇન્દ્રિયો અને મનને કાબુમા રાખ્યા છે, જેઓ તેના પર રાજ્ય ચલવી શકે છે તેઓ શિષ્યપદને યોગ્ય છે વળી તેની સાથે તે વિચક્ષણ હોવા જોઈએ નિત્ય અને અનિત્ય વચ્ચે વિવેક કરવાની શક્તિવાળા તે હોવા જોઇએ તેવા જીતેન્દ્રિય અને બુદ્ધિશાળી શિષ્યોજ આ [illegible]ની ઉપાસના કરવાને યોગ્ય છે

અર્થ—લોક ગાડરીયા પ્રવાહ પ્રમાણે ચાલનાર અને સ્થૂલ બુદ્ધિથી અવલોકનાર છે તેનો સંગ ત્યાગ કરી જ્ઞાનીઓનો શુભ માર્ગ ગ્રહણ કરવા યોગ્ય છે ॥ ૩૪ ॥

ભાવાર્થ—કાર્લાઇલ નામનો એક વિદ્વાન્ લખે છે કે આ જગતમા ડાહ્યા કરતા મૂર્ખની સંખ્યા પ્રમાણમા બહુજ છે આ તેનુ કથન અક્ષરસ સત્ય છે અમુક બાબત સત્ય છે કે નહિ તેનો વિચાર કર્યા વગર એકની માફક બીજો કરે છે જેમ એક ઘેટું ચાલે, તેની પાછળ બીજા ઘેટાઓ વગર વિચારે ચાલે છે તેમ આ જગતના લોકોનો મોટો ભાગ ગતાનુગતિક છે આનુ કારણ સૂક્ષ્મ બુદ્ધિનો અભાવ છે, તેઓની બુદ્ધિ કુશાગ્ર નહિ પણ મોબાગ્ર જેવી છે આત્મજ્ઞાની દ્રવ્યક્રિયા ગમે તેટલી આદરે તો પણ તેનામા જગતના પદાર્થો તેમજ ક્રિયાઓ પ્રત્યે એક પ્રકારની ઉદાસીન વૃત્તિ આવે છે, જેને જગતના લોકો અશ્રદ્ધાનુ નામ આપે છે શ્રીમાન્આનંદઘનજી જેવા સમર્થ આત્મજ્ઞાનીને પણ હેરાન કરવામા તે વખતના લોકોએ કાઈ બાકી રાખ્યુ ન હતુ, તો પછી સામાન્ય આત્મજ્ઞાનીની કેવી સ્થિતિ થાય તે વિચારવા જેવુ છે ડાહ્યા પુરૂષોએ બનતા સુધી લોક વિરૂદ્ધ ત્યાગ કરવો, પણ જો એમ જણાય કે લોકને અનુકુળ થઇ વર્તવામા આત્મશ્રેયમા ખામી આવે છે તો તેવા ગાડરીઆ પ્રવાહ પ્રમાણે ચાલનારા, પોતાને પંડિત માનનારા, મુઝાઇ ગયેલી બુદ્ધિવાળા અને એક આધળાને બીજો દોરે તેમ દોરાનસંપુરૂષોના સંગનો ત્યાગ કરી જ્ઞાનીઓએ-સર્વજ્ઞોએ બતાવેલ

શુભ માર્ગે વિચરવુ બાહ્યદૃષ્ટિએ સુદર દેખાતા મતમા નહિ ગચતા તેની બરાબર પરીક્ષા કરવી, અને પરીક્ષા કરતા જે સત્ય ભાસે તે જ સ્વીકારવુ મારૂ તે સારૂ નહિ ગણતા સારૂ તે મારૂ એમ ગણતા શિખવુ જોઇએ કારણ કે એવી દૃષ્ટિવાળો સત્યશોધક સત્યની સમીપમા જલદીથી આવે છે, સત્ય માર્ગ પ્રાપ્ત થતા તેને વાર લાગતી નથી, આ રીતે પ્રયાસ કરી મેળવેલા જ્ઞાનમા તેની દૃઢ શ્રદ્ધા ચોટે છે અને તે જ્ઞાન પ્રમાણે શુભાચરણ રાખવાને પણ તે દોરાય છે, માટે અન્ધ પરપરાનો ત્યાગ કરી બુદ્ધિનો ઉપયોગ કરી સત્યજ્ઞાનીઓએ કહેલા સત્ય તત્ત્વનો અનુભવ કરવા દરેકે ઉદ્યમ કરવો એવો ગ્રથકારનો આશય જણાય છે

अवतरणम्—द्रव्यधर्मापेक्षया भावधर्मस्यैव मुख्यत्वाद्भावधर्मप्रवर्त्तमानो मोक्षाधिकारीत्याह

श्लोक

भावधर्मप्रशून्या ये द्रव्यधर्मप्रवर्त्तका ॥
आत्मोपयोगशून्यत्वात्कथ मोक्ष प्रयान्ति ते ३५

टीका—ये भावधर्मशून्या ज्ञानदर्शनचारित्रशून्यास्तत्कारणस्य रूपे भोजननिवृत्तिरूपोपवासादिके द्रव्यधर्मे प्रवर्त्तमानास्त आत्मोपयोगशून्यत्वादुपयोगमुख्यधर्मराहि[illegible] मोक्ष प्रयान्ति ? नैवेति ॥ ३५ ॥

અવતરણ—મોક્ષાધિકારીએ સ્વીકારવા યોગ્ય ધર્મમા પણ દ્રવ્યધર્મ કરતા ભાવ ધર્મની વિશેષ મુખ્યતા છે, એ બાબત હવે ગ્રન્થકાર નિવેદન કરે છે.

અર્થ—ભાવધર્મ શુન્ય જે પુરૂષો દ્રવ્યધર્મના પ્રવર્તક છે, તેઓ આત્મોપયોગની શુન્યતાથી મોક્ષ કેવી રીતે પ્રાપ્ત કરી શકે ?

ભાવાર્થ—જૈન શાસ્ત્રો દ્રવ્યક્રિયા કરતાં ભાવક્રિયાને ઉત્તમ ગણે છે ઉત્તમ દ્રવ્યક્રિયા તે ઉત્તમ ભાવનુ કારણ છે, પણ ભાવવગર કરાયેલી દ્રવ્યક્રિયા વિશેષ ફળદાતા નીવડતી નથી કહેવાનો ભાવાર્થ એમ નથી કે દ્રવ્યક્રિયા ન કરવી, પણ તે ભાવ સહિત કરવી ધર્મના ચાર પ્રકાર દાન, શીળ, તપ અને ભાવ છે, તેમા પણ પ્રથમ ત્રણનો આધાર અને ઉત્તમફળ ભાવપર રહેલુ છે

શાસ્ત્રોમા વારવાર એમ કહેલુ સાભળવામા આવે છે કે ક્રિયા કરતી વખતના મનના પરિણામ ઉપર શુભાશુભ કર્મના બધનો આધાર છે એક ડોકટર કોઇક સ્ત્રીના સડેલા પગનો ભાગ બીજા ભાગને ન સડાવે તે હેતુથી તે પગ કાપી નાખે, અને કોઇક ચોર તે સ્ત્રીના પગમાથી કડુ ન નીકળતુ હોય, તેથી તે કાપી નાખે, આ બન્નેના કાર્ય બાહ્ય દૃષ્ટીથી દેખનારને એક સરખા લાગે, પણ તેમા આશયની ભિન્નતા હતી, માટે તેના ફળમા પણ અવશ્ય ફેર પડવાનો આત્મ ધર્મરૂપ સાધ્યબિન્દુ લક્ષમા રાખી કરવામા આવેલી દરેક ક્રિયા સવરના કારણરૂપ થાય છે જેમા આત્મોપયોગની તદ્દન શુન્યતા છે, તેવી દ્રવ્યક્રિયા

ये मुमुक्षव एकाग्रचित्तत्वा निर्विकल्पकम् अज्ञानरागद्वे जन्मविकल्पसंकल्परहितम् आत्मानं ध्यायन्ति ते महात्मानः स्वस्थतामात्मनिष्ठैकतानतारूपां शुद्धात्मैकपरिणतिं प्राप्य पर मानन्दं भजन्ति परैर्योगिभिर्ध्यायन्ते मुच्यन्त इति परमश्चासावा नन्दस्तमनुभजन्ति ॥ ३७ ॥

અવતરણ—ભાવધર્મનુ અવલબન કરવુ એમ ગયા શ્લોકમા જણાવવામા આવ્યુ ભાવધર્મનુ અવલબન કરીને શુ કરવુ તે હવે ગ્રન્થકાર દર્શાવે છે —

અર્થ- જે વ્રતવાળા પુરૂષો પ્રમાદનો પરિત્યાગ કરીને સ્વવીર્યથી શુક્લ ધ્યાન સમ્યગ્ રીતે ધ્યાય છે, તે વિશ્વના જ્ઞાતા થાય છે ॥ ૩૬ ॥

ભાવાર્થ—પ્રશમરતિમા કહ્યુ છે કે જ્ઞાનનુ ફળ વૈરાગ્ય વિરતિ છે માટે ખરા જ્ઞાની પુરૂષો સર્વદા વ્રતધારી હોય છે તેવા પુરૂષોએ પ્રમાદનો સર્વથા ત્યાગ કરવો શ્રેય માગમા બહુ વિઘ્ન છે, શુદ્ધ આચાર પાળવામા માણસને તેર વિઘ્ન નડે છે, જે તેર કાઠીઆના નામથી સુપ્રસિદ્ધ છે, તેમા પ્રમાદ પણ એક છે જરા પણ આલસ્ય ઉત્પન્ન થતા પ્રમાદ થાય છે જરા પણ પ્રમાદને હૃદયમા સ્થાન આપતા સ્વકર્તવ્યથી ચુકાય છે, આલસ્ય એ મનુષ્યના શરીરમા રહેલો મહાશત્રુ છે તે શત્રુનો પ્રથમ તો મનુષ્યે સહાર કરવો જોઇએ તેવો વ્રતધારી અને અપ્રમાદી મનુષ્ય શુક્લ ધ્યાન ધ્યાવાને યોગ્ય થાય છે તેણે તે ધ્યાનમા આત્મવીર્ય ફેરવવુ જોઇએ આત્માની શક્તિ એટલી બધી

છે કે જેનો આપણને આપણી હાલની સ્થિતિમા ખ્યાલ આવવો પણ મુશ્કેલ લાગે છે

આઠ કર્મ અને તેની ૧૫૮ પ્રકૃતિ અને તેના જુદા જુદા ભેદોનો વિચાર કરતા માણસનુ મન નાશીપાસ થાય છે આટલા બધા કર્મનો હુ કેવી રીતે મહાર કરી શકીશ તે વિચાર તેને નિરૂત્સાહી બનાવે છે પણ આત્માના દરેક પ્રદેશમા અનતી કર્મ વર્ગણાનો નાશ કરવાનુ સામર્થ્ય રહેલુ છે, એ વિચાર જ્યારે ધર્મ શાસ્ત્ર રજુ કરે છે, ત્યારે મનુષ્યમા હીમત આવે છે, તેના આત્મબળમા વિશ્વાસ આવે છે અને આત્મબળમા જે વિશ્વાસ રાખી ધ્યાન માર્ગમા પ્રવર્તે છે તો અશુભ કર્મદળને અલ્પ સમયમાં વિખેરી નાખે છે

કહ્યુ છે કે

> अहोऽनन्तवीर्योऽयमात्मा विश्वप्रकाशकः ॥
> त्रैलोक्य चालयत्येव ध्यानशक्तिप्रभावत ॥

અહો ? વિશ્વને પ્રકાશ કરનાર આત્મા અનત શક્તિ વાળો છે, અને ધ્યાન શક્તિના પ્રભાવથી ત્રિલોકને ચલાવવા પણ તે સમર્થ છે ધ્યાનના ચાર ભેદ છે આર્તધ્યાન, રૌદ્રધ્યાન, ધર્મ ધ્યાન, અને શુકલધ્યાન તેમા પ્રથમના બે પ્રકાર સર્વથા ત્યાજ્ય છે ધર્મધ્યાન શુભ કર્મ ઉપાર્જન કરવામા સહાયકારી છે પુણ્યાનુબધી પુણ્ય ધર્મ ધ્યાનથી પ્રાપ્ત થાય છે અને ધર્મધ્યાનથી પણ ઉચે ચઢીને મનુષ્ય શુકલ ધ્યાનનો આશ્રય લે છે, શુકલ ધ્યાનના દાઝુ,

જુદા ભાગોપર ઉચે ચઢતા જીવ ક્ષપક શ્રેણીએ આરૂઢ થાય છે, અને અંતે સકલ કર્મથી મુક્ત થઈ અર્હત્પદ પ્રાપ્ત કરે છે ધ્યાન માર્ગે જેમ શબ્દોમા દર્શાવવામા આવ્યો, તેટલો સુગમ નથી તેને વાસ્તે પ્રથમ મનને એકાગ્ર કરવાની જરૂર છે અને મનની એકાગ્રતા વાસ્તે શુભ આલબનોની આવશ્યકતા છે શુભ આલબનનો આશ્રય લેઈ પ્રથમ ધર્મ ધ્યાન કરવુ, જ્યારે મન એકાગ્ર થતુ જાય, ત્યારે તે એકાગ્ર થયેલા મનની શક્તિને આત્મધ્યાનમા પરોવવી આત્મ ધ્યાનથી આત્મા નિર્મળ થાય છે જડ વસ્તુથી પોતે ભિન્ન છે એવો તેને અનુભવ થાય છે આત્મા અને જડ વસ્તુના ભેદ જ્ઞાન ઉપર ધ્યાન કરતા આત્મ દર્શનનો સાક્ષાત્કાર થાય છે, અને જેને આત્મ દર્શન થયુ તે સકળ વસ્તુનો જ્ઞાતા બને છે આત્મ જ્ઞાનીથી કોઈ પણ બાબત ગુપ્ત રહેતી નથી આપણે ઉપર વિચારી ગયા છીએ કે આત્મામા દરેક વસ્તુનુ પ્રતિબિબ પડે છે માટે આત્મ જ્ઞાની સકલ પદાર્થનો જ્ઞાતા થાય છે

અવતરણ—આત્મધ્યાન કેવી રીતે કરવુ અને તેથી શો લાભ થાય તે એ બાબત હવે ગ્રથકાર સ્પષ્ટ શબ્દોમા જણાવે છે

અર્થ—જે પુરૂષો એકાગ્ર ચિત્ત વૃત્તિથી આત્માને નિર્વિકલ્પપણે ધ્યાન કરે છે, તે સ્વસ્થતા પામીને પરમાનન્દને ભજનારા થાય છે ॥ ૩૭ ॥

ભાવાર્થ—એવો અધ્યાત્મ સૃષ્ટિમા નિયમ છે કે

જેવુ જે ધ્યાન કરે તેવો તે થાય છે, જો મુમુક્ષુએ આ ત્માની નિર્વિકલ્પ દશા પ્રાપ્ત કરવી હોય તો આત્માની નિર્વિકલ્પ દશા ઉપર ધ્યાન કરવુ ગયા શ્લોકમા વિચારી ગયા પ્રમાણે મનની એકાગ્રતા એ ધ્યાનનુ ઉત્તમ પગથીયુ છે. तत्र प्रत्ययैकतानता ध्यानम् એ મહર્ષિ પતંજલિએ આપેલી વ્યાખ્યા પણ સૂચવે છે કે જે વસ્તુઉપર આપણે વિચાર કરતા હોઈએ તેની સાથે એકતાન થવુ તેજ ધ્યાન કહેવાય છે

તે મનને વશ રાખવુ એ કામ એટલુ બધુ વિકટ છે કે શ્રીમદ્ આનંદ ઘનજીએ શ્રીકુંથુજીનસ્તવનમા લખ્યુ છે કે—

મન સાધ્યુ તેણે સઘળુ સાધ્યુ એ વાત નહિ ખોટી,
પણ કહે મે સાધ્યુ તે નવિ માનુ એ વાત છે મોટી

વળી મન વશ થઇ શકે છે, એ તો તે જણાવે છે કે, હુ આગમ આધારે માનુ છુ, પણ હે પ્રભુ ! જો તમે મારૂ મન વશ કરી શકો તો હુ માની શકુ કે મન વશમા રાખી શકાય તેવુ છે આવુ દુરારાધ્ય મન જો અભ્યાસ પાડવામા આવે તો વશ થઇ શકે તીર્થંકરો તે વશ કરી શકયા હતા, એ બાબતનો શાસ્ત્રમા અનેકધા પુરાવો મળે છે આપણો આત્મા સ્વરૂપમા તીર્થંકરના જેવો છે, તે બાબત કોઇથી ના પાડી શકાય તેમ નથી તો આપણે પણ આત્મશક્તિમા દૃઢ પ્રતીતિ રાખી પ્રયત્ન કરીએ તો તે કામ કરી શકીએ માત્ર આત્મબળમા દૃઢ શ્રદ્ધા

અને મતત અભ્યાસની જરૂર છે જે બાબતમા આપણે મનને સ્થિર કરવા માગતા હોઇએ તે બાબતથી મન જરા પણ ખસી જાય, તો તેને બળથી પાછુ લાવી તે બાબત પર સ્થિર કરવુ આમ દશવાર, સોવાર, હજારવાર પ્રયત્ન કરવો પડે તોપણ જરા સરખી પણ હિમ્મત હારવી નહિ મનને સ્થિર કરવાના વિવિધ પુરૂષાર્થથી અનેક માર્ગ છે, પણ તે સર્વ વિભાગોનો આપણે બે વિભાગમા સમાવેશ કરી શકીશુ જે મનુષ્યોમા લાગણીનુ પ્રાબલ્ય વધારે છે, જેના હૃદયમા ભકિતના તરંગો વિશેષ સ્ફુરે છે, જેની બુદ્ધિ કરતા જેની લાગણીઓ વધારે પ્રમાણમા કામ કરે છે, તેને વાસ્તે ઇષ્ટદેવની ભકિતદ્વારા ધ્યાન કરવાનો માર્ગ બહુજ સુગમ થઇ પડશે ઇષ્ટદેવની મૂર્તિ દેખતા તેનુ મન તે પર સુગમતાથી સ્થિર થઇ શકશે, અથવા ઇષ્ટ દેવના જીવન ચરિત્રમાના કોઇ પણ પ્રસંગને મન આગળ કલ્પી, તેમા તે વધારે સહેલાઇથી પોતાના મનને સ્થિર કરી શકશે

જેનામા લાગણીઓ કરતા બુદ્ધિનો પ્રભાવ વિશેષ છે, જેનુ મન ન્યાયશાસ્ત્રના ગહન પ્રશ્નો અવગાહવાને દોડે છે, જે લાંબી વિચાર શ્રેણીઓ અસ્ખલિત રીતે કરી શકે છે, તેવા મનુષ્યને વાસ્તે ભકિત કરતા તત્વસ્વરૂપ વિશેષ લાભકારક થઇ પડશે આ જુદા જુદા સાધનો છે, ગમે તે યોગ્ય સાધનનો આશ્રય લેઇ મનને સ્થિર કરવુ જરૂરનુ છે, આમ જેનુ મન ભકિત અથવા તત્વચિંતનથી એકાગ્ર થયેલુ છે, તેવો મનુષ્ય જો આત્માની નિર્વિકલ્પ દશાનુ ધ્યાન કરે તો તેનો પોતાનો આત્મા પણ નિર્વિકલ્પ દશા

પામવાને લાયક ઠરે છે. નિર્વિકલ્પદશાનો વિચાર કરતાં મનના સકલ્પ વિકલ્પ ટળી જાય છે, અને આત્મામા એક પ્રકારની સ્વસ્થતા વ્યાપી રહે છે તે સ્વસ્થતા કહો કે શાંતિ કહો, કે ધ્યાનની તલ્લીનતા કહો, પણ તેજ પરમઆનદ જેને વાસ્તે યોગીઓ તલ્પે છે, અને જે મેળવવાને તેઓ અનેક પ્રકારના કષ્ટ પણ સહન કરે છે

अवतरणम् ध्यानपरायणा शिष्या ध्यानबलेन मोक्षमाप्नुवन्ति तदाह युग्मेन ॥

## श्लोक.

महद्धैर्यसमालम्ब्य शासनोद्योतकारका ॥
प्रवृत्ताः साध्यसिद्धयर्थमात्मतत्त्वस्य सम्मुखाः॥२८॥
शिष्या एतादृशा योग्या धर्मकामार्थसाधका ॥
मोक्षतत्त्वं समाराध्य बुद्धसिद्धा भवन्ति ते ॥२९॥

टीका—' युग्मम् " एतादृशा योग्याः शिष्या सोपान विधयाऽभ्युदयमारुरुक्षवो धर्म चतुर्वर्गसाधन जिनेन्द्रप्ररूपित काम विषयजन्यमनस्तुष्टिमर्थ, वासुदेवचक्रधरदेवादिसम्पदं साधयन्तीति धर्मकामार्थसाधकास्सन्तो मोक्षतत्त्व समाराध्य बुद्धसिद्धा भवन्ति पूर्व बुद्धाः पश्चात्सिद्धा इति बुद्धसिद्धा लब्धकेवलज्ञानसिद्धिभाजः कीदृशास्त इत्याह महद्धैर्यमिति शासनोद्योतकारकाः ज्ञानपठनपाठनपूजाप्रभावनाजीर्णोद्धारविद्या

અર્થ—આવા શિષ્યો યોગ્ય હોય છે, અને ધર્મ કામને અર્થ સાધવાવાળા તેઓ મોક્ષતત્ત્વનુ આરાધન કરી અ તે બુદ્ધ અને અને સિદ્ધ થાય છે ॥ ૩૯ ॥

ભાવાર્થ—ઉપર જણાવેલા ગુણોવાળા મનુષ્યો શિ ષ્યપદને યોગ્ય હોય છે તેઓ ધર્મ કામ અને અર્થ ચાર પુરૂષાર્થમા પ્રથમ ત્રણ તેઓ સાધે છે, જેમ નિસ્સરણીના પગથીયા પર મનુષ્ય ચઢે છે, તેવી રીતે મોક્ષ મેળવાને યોગ્ય નિસ્સરણીપર ચઢવાને પ્રથમ તે ધર્મ, નો આશ્રય લે છે ધર્મબિન્દુમા પ્રારભમાજ શ્રીમદ્ હરિભદ્ર સૂરિએ કહ્યુ છે કે—

धनदो धनार्थिनां मोक्त कामिना सर्वकामद ॥
धर्म एवापवर्गस्य पारपर्येण साधक ॥ १ ॥

ધર્મ ધનાર્થિને ધન આપવાવાળો અને કામીપુ રૂષને સર્વ ઇચ્છિત પદાર્થ, આપવાવાળો, અને પર પરાએ ધમજ મોક્ષનો સાધક છે આ વિચાર એણીનો આ શ્રય લેઇ મનુષ્યે પ્રથમ ધર્મની આરાધના કરવી ધર્મથી માણસને ધન મળે છે, અને ઇચ્છિત પદાર્થ પણ મળે છે આ તેના ફળ જલ્દી મળે છે, અને છેવટે તે ધ ર્મનુ ફળ મોક્ષ પ્રાપ્તિમા આવે છે મોક્ષ પ્રાપ્તિરૂપી ફળ મેળવતા સમય લાગે છે, પણ દૃઢ નિશ્ચયથી સદુદ્યમ કર નાર તે સ્થિતિ વ્હેલી મોડી પ્રાપ્ત કર્યા વગર રહેતો નથી તેથીજ આ શ્લોકમા જણાવેલુ છે કે આવા સુશિષ્યો ધર્મ અર્થ અને કામ મેળવ્યા પછી મોક્ષતત્ત્વની આરાધના કરે

છે પ્રથમ તેઓ ધર્મ કરે છે ધર્મથી ધન અને ઇપ્સિત વસ્તુ મળે છે તે મળતા તેનો ઉપભોગ કરતા તેની અ-સારતા અને અને અનિત્યતા જણાય છે સાસારિક પદાર્થો-દુ ખગભિત છે, એવો તેને અનુભવ થાય છે પછી તેના-ઉપરથી ધીમે ધીમે મોહ ઉતરવા માડે છે તે વસ્તુ મળતા બહુ હર્ષ થતો નથી, તે વસ્તુના અભાવે કે વિયોગે બહુ શોક થતો નથી તે બન્ને સ્થિતિમા તે સમભાવ ધારણ કરતા શિખે છે, અને આવી તેની વૃત્તિદ્વારા તે મોક્ષ સાધી શકે છે, એટલે કે જડપદાર્થમા બધાતો નથી, તે મુકત થાય છે જડપદાર્થો તેનાપર અસર કરવા સમર્થ થતા નથી. આવી સ્થિતિમા તેનુ મન શાત અને સ્થિર થાય છે. આ તેના મનની શાતતા અથવા સ્થિરતા જ્ઞાન પ્રાપ્તિનુ ઉત્તમ સાધન હોવાથી તે જ્ઞાન પ્રાપ્ત કરે છે. જ્ઞાનમા વિશેષ વિશેષ વધતા વધતા, જ્ઞાનને આવરણ કરનાર કર્મદળનો નાશ થતા થતા તે પ્રથમ બુદ્ધ થાય છે અર્થાત્ સર્વજ્ઞ થાય છે, કેવળશ્રીનો તે ભોકતા બને છે, અને ચાર અઘાતી કર્મનો પણ ક્ષય થતા તે સિદ્ધ બને છે આ રીતે તે અનુક્રમે ઉંચે ચઢતા ચઢતા શિષ્ય સિદ્ધ થાય છે

अवतरणम्—ऐहिकामुष्मिक सौख्यमनित्यमात्मनस्तु नित्यमेति दर्शयति ॥

श्लोकः

ऐहिकामुष्मिक सौख्यं, जानीहि क्षणिकं मुधा ॥
अनन्तं शाश्वतं सौख्य, भजध्व सत्यमात्मन· ४०

આશ્રય લેવાનુ તે શ્લોક સૂચવે છે ઉપર જણાવેલા ત્રણે કા
યથી આત્મસુખ મુકત છે તે ક્ષણિક નથી પણ શાશ્વત
છે, તે દુ ખગર્ભિત નથી પણ સર્વદા સુખ પૂર્ણ છે રે
પ્રાપ્ત કર્યા પછી બીજી કોઇ વસ્તુની પ્રાપ્તિની આકાક્ષ
રહેતી નથી તે આત્મિક સુખ અનન્ત છે, ને શાશ્વત છે
વળી તે સુખ સત્ય છે તે સુખનો અનુભવ કરવાને યોગીઓ
સવદા મચી રહેલા હોય છે, તેનેજ વાસ્તે સર્વ ધર્મ શા
સ્રોની પ્રરૂપણા છે સઘળી ધાર્મિક ક્રિયાઓ પણ તેની
પ્રાપ્તિના ઉદ્દેશથી પ્રરૂપાયેલી છે સ્વરોદયમા શ્રી કર્પૂર
ચદ્રજી લખે છે કે —

વિનાશી પુદ્ગલ દશા, અવિનાશી તુ આપ,
આપો આપ વિચારતા મિટે પુણ્ય સહ પાપ

સઘળી પોદગલિક વસ્તુએ વિનાશ ધર્મવાળી છે, કે
વળ આત્માજ અવિનાશી છે ને આત્માનુ ધ્યાન કરવામા
આવે, તો પુણ્ય અને પાપ સર્વ ટરી જાય છે, અને આ
ત્માનો સાક્ષાત્કાર થાય છે આ કામ એકદમ થઇ શકે નહિ
પણ આવી ભાવના આવવી તે પણ પરમ પુણ્યના ઉદય
વિના સભવતુ નથી કારણ કે ભાવનાઓ ધીમે ધીમે કા
ર્યમા પરિણામ પામે છે, જ્યારે અમુક બાબતના વિચારો
બહુજ ઘટ થાય છે ત્યારે તે વિચારો કર્મનુ રૂપ લે છે
માટે આવી ભાવના જો હશે તો એક દિવસ પણ અમલમા
મૂકાશે, માટે જ્ઞાનની બલિહારી છે

अवतरणम्—यस्य ज्ञानेनात्माऽर्हन् भवति तदात्मतत्त्व
कीदृश तदाह ॥

### श्लोकः

निश्चल निर्मलं ज्ञेयमात्मतत्त्वं सुखप्रदम् ॥
यस्य शुद्धप्रबोधेन भवत्यर्हन् महीतले ॥ ४१ ॥

टीका—निश्चल ऐन्द्रियकविषयावभासशातावेदनीयरहित, निर्मल, रागद्वेषादिमलरहित, सुखप्रद सुखप्रदायकमेतादृशमात्मतत्त्वं ज्ञेयम्, यस्य पूर्वोक्तात्मतत्त्वस्य शुद्धप्रबोधेन शुद्धानुभवज्ञानेनात्मा महीतलेऽर्हन् भवति ॥ ४१ ॥

અવતરણ—આત્મજ્ઞાનથી આત્મા અર્હત્ પ્રભુની સ્થિતિ પ્રાપ્ત કરે છે, આત્મા સ્વરૂપે અર્હત્ છે, ને તેનો આત્મજ્ઞાનથી સાક્ષાત્કાર થાય છે આ બાબત ગ્રન્થકાર હવે પ્રદર્શિત કરે છે

અર્થ—આત્મતત્ત્વને સુખ આપનાર નિશ્ચય અને નિર્મળ ગણવુ જેના શુદ્ધ પ્રબોધથી આત્મા આ પૃથ્વી ઉપર અર્હત્પદવી પ્રાપ્ત કરે છે ॥ ૪૧ ॥

ભાવાર્થ—માણસને જડ પદાર્થની સાથે ઘણા કાળથી એવો સબંધ થઇ ગયેલો છે કે પોતે આત્મા છે એવુ ભાન ભુલી જાય છે જ્ઞાની પુરૂષો ઘણી વાર જડ પદાર્થના મોહને વશ થઇ આત્મજ્ઞાન ભુલી જાય છે પણ ગ્રન્થકાર વારવાર આત્માનુ સ્વરૂપ દર્શાવે છે આત્મતત્ત્વ નિશ્ચળ છે સર્વ અનિશ્ચિત વસ્તુમા આત્મતત્ત્વ નિશ્ચળ છે. વળી આત્મતત્ત્વ નિર્મળ છે જે મળ લાગેલો છે તે આ-

ન્માનો સ્વાભાવિક ગુણ નથી, -પણ વિભાવિક ધર્મ છે, અને તે સર્વથા ત્યાજ્ય છે રાગદ્વેષ જનિત કર્મમળ અને આત્માને ખરો સબધ નથી, પણ આત્મા ભુલથી પોતાને રાગદ્વેષમય માને છે, અને તેથી રાગદ્વેષથી તે લેપાય છે.

જે વખતે આ ભ્રમ ટળી જાય છે, અને આત્મા પોતાને આત્મા તરીકે ઓળખે છે, તેજ પળે સર્વ કર્મબધનો, સૂર્યના પ્રકાશ આગળ ધુમસની માફક, અદ્રશ્ય થઈ જાય છે અને આત્મા અર્હત્ બને છે દેવતાઓનો પણ પૂજ્ય બને છે શુદ્ધ અને નિષ્કામ ધાર્મિક ક્રિયાથી પણ કર્મ દૂર થાય છે, પણ ખરો આત્મ પ્રકાશ તો આત્મજ્ઞાનના અનુભવથીજ થાય છે તે અર્હત્પદવી પ્રાપ્ત કર્યા પછી આ જગતની અદર જાણવા યોગ્ય કાઇ બાકી રહેતુ નથી આ શબ્દોમા જેવી ઝડપથી તે દર્શાવાય છે, તેટલુ તે કામ સુગમ નથી પ્રકૃતિ અથવા પાદ્ગલિક પદાર્થો એવા એવા સૂક્ષ્મ સ્વરૂપથી માણસને લલચાવે છે કે જ્ઞાની પણ ક્ષણ વાર પોતાનુ આત્મ સ્વરૂપ ભુલી જાય છે, અને પોતે જડ હોય તેવી રીતે વર્તે છે પણ જ્ઞાન હોવાને લીધે વળી તેને પોતાના સ્વરૂપનુ ભાન થાય છે, અને પ્રાપચિક જાળમાથી તે મુક્ત થવા પ્રયત્ન કરે છે આમ ઉદ્યમ ઉદ્યમ કરતા કરતા, અને આત્માનુ ધ્યાન કરતા કરતા માણસ ધીમે અર્હત્પદવી મેળવવા ભાગ્યશાળી થાય છે

अवतरणम्—अत्र श्लोके आत्माऽऽत्मज्ञानेनार्हन् भवतीत्युक्त स एवात्मा सिद्धो भवति तद्दर्शयितुमाह ॥

## श्लोक

धमति यः सितं कर्म सिद्ध इत्यभिधीयते ॥
सिद्धत्वं नात्मनो भिन्नमात्मैव सिद्धतां श्रयेत् ४२

टीका-य आत्माऽनादिकाल सित बद्धं कर्माष्टक धमति दहति स सिद्ध इत्यभिधीयते तच्च सिद्धत्वमात्मनो भिन्न न भवति किन्त्वात्मैव सिद्धता श्रयेत सिद्धदशा प्राप्नोत्यत आत्मा परमादेयो दर्शितः ॥ ४२ ॥

અવતરણ—આત્મજ્ઞાનથી આત્મા અર્હત્ બને છે, એટલુજ નહિ પણ ધીમે ધીમે સિદ્ધ પણ બને છે આત્મામાં સિદ્ધ ભગવાનનુ પદ મેળવવાની પણ યોગ્યતા છે, તે હવે ગ્રન્થકાર દર્શાવે છે

અર્થ—જે સિત ( બધાયેલા ) કર્મને ધમે છે ( બાળે છે ) તે સિદ્ધ કહેવાય છે સિદ્ધપણુ આત્માથી જુદુ નથી આત્માજ સિદ્ધતાને પામે છે ॥ ૪૨ ॥

ભાવાર્થ—આત્માને આઠ કર્મ વળગેલા છે તે કયારથી વળગેલા છે તે કોઇથી કહી શકાય નહિ એ આઠમાથી જ્ઞાનાવરણી, દર્શનાવરણી, મોહની, અને અતરાય એ ચાર કર્મનો જ્યારે નાશ થાય છે, ત્યારે આત્મામા કેવળ જ્ઞાન ઉપજે છે તે ચાર કર્મને ઘાતીકર્મ કહેલા છે તેના વિનાશથી જીવ અર્હત્ બને છે, અને બાકીના ચાર કર્મનો પણ [illegible] થાય છે, ત્યારે આત્મા સિદ્ધ [illegible]

સિદ્ધ અષ્ટકમ રહિત હોય છે આ સિદ્ધની સ્થિતિ તે આત્માથી ભિન્ન નથી આત્મા સ્વરૂપે શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવનો છે જે વસ્તુનો ગુણ ન હોય તે ગુણ તેને આપવામા આવે તો તે અનિત્ય ગુણ ઠરે અને તેનો કોઈક કાળે નાશ પણ થાય, તેમ જો સિદ્ધત્વ આત્માથી ભિન્ન હોય અને તે અમુક પ્રકારથી આત્માને મળતુ હોય તો તેનો કોઈક કાળે વિચ્છેદ પણ થાય પણ તે તો આત્માનુ પોતાનુ છે વાદળાથી સૂર્ય ઢકાયલો હોય, તો આપણને તે ન દેખાય, પણ જ્યારે વાદળા ખસી જાય ત્યારે સૂર્ય પ્રકાશી નીકળે છે શુ આટલો વખત સૂર્ય ત્યા નહતો! શુ સૂર્યમા નવો પ્રકાશ આવ્યો! ના તેમ નથી સૂર્ય તથા સૂર્યનો પ્રકાશ તો સર્વ કાળ અવિચ્છિન્ન હતા, પણ મેઘના સદ્ભાવથી તે દેખાતા ન હતા તેમ આત્મામા સિદ્ધપણુ રહેલુ છે, પણ કર્મથી આત્મજ્ઞાન અવરાયેલુ હોવાથી આપણને તેનુ ભાન થતુ નથી જ્યારે શુદ્ધ ક્રિયા અને શુદ્ધ જ્ઞાનથી આ પડળ ખરી જશે ત્યારે આત્માનુ સિદ્ધત્વ સ્વયમેવ જણાઇ આવશે જે આત્મામા સિદ્ધતા પ્રાપ્ત કરવાની શક્તિ રહેલી છે, તે બીજુ શુ કરી ન શકે! માટે મારાથી શુ થશે એવા મિથ્યા વિકલ્પોનો ત્યાગ કરી આત્મશક્તિમા વિશ્વાસ રાખી ઉદ્યમ કરો, જરૂર તમે આત્મસિદ્ધિના ભોક્તા થશો

अवतरणम्—आत्मैव सिद्ध इति वचना तस्मात्मैवार्हद्वर्यां मामोति म अर्हन्नप्यात्मैवेति दर्शयितुमाह ॥

श्लोकः

अर्हतोऽभिन्न आत्मैव सोऽहं मोक्षमयः परः ॥
ज्ञानतोऽभिन्न आत्माह भिन्नोऽभिन्नो विवक्षया ४३

टीका-आत्मैवार्हतोऽभिन्नो भवत्यर्हत्वमप्यात्मनः शुद्धपर्यायः स एवार्हन् सत्तापेक्षयाऽहमात्मा पुन स कीदृशो मोक्षमयो मोक्ष एव प्रचुरावस्था यस्य स पर उत्कृष्ट आत्मैव भवति, सोऽहमात्मा ज्ञानतोऽप्यभिन्न सर्वथा भिन्नत्वे जडत्वमसग आत्मनोऽतो विवक्षया ज्ञानादात्मनो भिन्नाभिन्नत्व ज्ञेय, पर्यायापेक्षया भिन्नत्व द्रव्यापेक्षयाभिन्नत्व चात्मनो ज्ञानाज्ज्ञेयमिति।

અવતરણ—આત્મા સિદ્ધથી અભિન્ન છે એમ બતાવ્યુ હવે આત્મા અર્હતથી અભિન્ન છે એમ પ્રતિપાદન કર્તા ગ્રન્થકાર લખે છે કે —

અર્થ—આત્મા અર્હતથી અભિન્ન છે તેજ આત્મારૂપ હુ મોક્ષમય અને ઉત્કૃષ્ટ છે આત્મારૂપ હુ જ્ઞાનથી અભિન્ન છુ અને ભિન્નાભિન્ન કહેલો છે તે અપેક્ષાએ કહેલો છે ॥ ૪૩ ॥

ભાવાર્થ—આત્મા જેમ સિદ્ધથી અભિન્ન છે, તેમ અર્હતથી પણ અભિન્ન છે અર્હત્ જેવીજ આત્માની સત્તાયે છે, પણ તે સર્વ તિરોહિત છે આ મા અર્હત્ છે એમ નિશ્ચયથી જાણી પોતાનુ શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવુ જોઈએ

જીનવરને શુદ્ધાત્મમા કિંચિત ભેદ ન જાણુ,
એહજ કારણ મોક્ષનુ ધ્યાઇ લો નિરવાણુ,

જિન જેવો નિજ આત્મા, નિશ્ચય ભેદ ન રચ,
એજ સાર સિદ્ધાંતનો છોડો સહુ પ્રપંચ

આવા ઘણા વાકયો આત્મજ્ઞાન રસિક પુરૂષોના બોધ દાયક વચનોમા અંતભૂત થયેલા માલૂમ પડે છે માટે આપણો આત્મા અર્હદ્ ભગવાન્ સ્વરૂપીજ નિશ્ચયનયથી છે વળી આત્મા મોક્ષ સ્વરૂપી છે આત્માતો શુદ્ધ નિશ્ચયથી જોતા કર્મ બ ધનથી રહિત છે પણ જ્યા સુધી તે સ્વરૂપનો અનુભવ સાક્ષાત્કાર થયો નથી ત્યા સુધી તો આત્માને વ્યવહારથી કર્મબ ધ માનવો જોઇએ અર્હત્પ્રભુમા જે ગુણો પ્રગટપણે વર્તે છે તે આપણામા સત્તારૂપે રહેલા છે માટે જરાપણ ખેદ ધર્ય સિવાય અથવા આપણો આત્મા હલકો છે, એનો નિરુત્સા હને પ્રેરનારો વિચાર લાવ્યા સિવાય ઉદ્યમ કરવો, અને ઉ ઘમથી કર્મમાત્ર ક્ષીણ થશે, અને આત્માનુભવ થશે કારણકે આમા સ્વભાવે નીચ નહિ પણ ઉત્કૃષ્ટ છે એ ઉત્કૃષ્ટતા નો ખ્યાલ ક્ષણે ક્ષણે લાવવો જોઇએ વળી આત્મા જ્ઞાનથી અભિન્ન છે, એટલે આત્મા જ્ઞાનસ્વરૂપી છે વસ્તુત જ્ઞાન એજ આત્મા છે પણ જો જ્ઞાન એજ આત્મા એમ માની એતો ગુણી અને ગુણની એકતા માનવી પડે અને તે જૈન શાસ્ત્ર પ્રમાણે વિરૂદ્ધ છે ગુણ ગુણીથી ભિન્નાભિન્ન છે ગુણ કથ ચિત્ ભિન્ન છે, અને કથ ચિત્ અભિન છે માટે તેને શાસ્ત્રકારોએ ગુણીથી ભિન્નાભિન્ન માન્યો છે તે ન્યા-યથી આત્મારૂપી ગુણીને જ્ઞાન ગુણ સાથે ભિન્નાભિન્ન સ બધ છે આત્મા સિવાયની દરેક વસ્તુ જ્ઞેય–જાણવા યોગ્ય– છે, તેનો જ્ઞાતા આત્મા હોવાથી તે જ્ઞાનસ્વરૂપી છે, વળી

આત્મા દરેક પદાર્થનો જ્ઞાતા છે એટલુજ નહિ પણ સ્વસ્વરૂપનો જ્ઞાતા છે જેમ જ્ઞાન વૃદ્ધિ થાય તેમ ઉદ્યમ કરવો તેને વાસ્તે સદ્ગ્રન્થો વાચવા, જ્ઞાનીઓની ઉપાસના કરવી, ધ્યાન કરવુ, અને આત્મા તેજ હુ છુ એમ અનુભવવાને પ્રયત્ન કરવો, આમ કરવાથી અતે આત્મજ્ઞાન જરૂર થશે અને તે જ્ઞાન થતા બીજી કોઇ વસ્તુ જાણવાજોગ જગતમા રહેશે નહિ

अवतरणम्—आत्मैवाहमिति स्थापनानन्तर ध्यानरूढ आमा रोगदेहलिंगात् स्व भिन्न वस्तुवृत्यानुभवति तदर्शयितुमाह ॥

## श्लोक

**रोगचिन्ताविनिर्मुक्त अदेही देहवान् कथम् ॥**
**लिङ्गी नाऽह कथ लिंगी चिन्त्यं चैतन्यचिन्तया ४४**

टीका—रोगः कर्मनिबधनवातपित्तकफत्रयप्रभवजन्यो व्याधिश्चिन्ता—मशुभ यान ताभ्या विनिर्मुक्तो विशेषेण सम्सर्गरहितोऽहमात्मा पुनरहमदेही—देहस्य पुद्गलस्कन्धरूपत्वेन जडत्वादात्मनश्च ज्ञानघनचेतनस्वरुपत्वाद् वस्तुवृत्त्या कथमह देहवान् किंतु न देहवानित्यर्थ पुनश्चाह लिङ्गी नास्मि लिङ्ग हि पुमादिरूप तत्सम्सर्गी वस्तुवृत्तया नास्मि पुमादि—वेदस्य कर्मरूपत्वेन व्यावहारिकत्वादिति चैतन्यचिन्तया—शुद्धात्मस्वरूपचिन्तया चिन्त्यमिति हे आत्मन् तव चिन्तावसरः प्राप्तकालेऽपि

અવતરણ—આત્મા એજ અર્હત છે, એમ પ્રતિપાદન કરી હવે રોગ, ચિંતા દેહ અને લિંગથી આત્મા ભિન્ન છે એમ બતાવવાનો પ્રયત્ન કરતા કહે છે કે—

અર્થ—રોગ અને ચિંતાથી મુકત આત્મા છે, અદેહી છતા તેને દેહ કેમ હોય! હુ લિંગી નથી છતા લિંગી કેમ હોઉ! આરીતે ચૈતન્યના વિચાર પૂર્વક ચિંતવવુ ૪૬

ભાવાર્થ—આ સ્થળે જે વિચાર કરવાનો છે તે ચેતન આશ્રયી વિચારવાનુ છે એટલે આ સ્થળે જે જે કહેવામા આવ્યુ છે તે નિશ્ચયનયની અપેક્ષાએ છે આત્મા રોગી નથી, કારણ કે રોગ દેહાધિન છે, અને દેહ તે આત્મા નથી તો પછી આત્માને રોગ શી રીતે લગાડી શકાય! વળી આત્મા ચિંતાથી પણ મુકત છે ચિંતા એટલે આર્ત તથા રૌદ્ર ધ્યાનનુ સેવન, તે ચિંતા મનનો ધર્મ છે મનની અંદર સકલ્પ વિકલ્પ થાય છે, પ્રિય વસ્તુનો વિયોગ થતા, અથવા અનિષ્ટ વસ્તુનો સયોગ થતા આર્ત ધ્યાન થાય છે, વળી ક્ષણે ક્ષણે દુષ્ટ પરિણામો મનના થયા કરે છે, આ સર્વ મનના ધર્મ છે, અને મન તે આત્મા નથી, પણ આત્મા આ ચિંતાથી પણ મુકત છે, આ પ્રમાણે આત્મા રોગ અને ચિંતાથી મુકત છે, એટલુ જ નહિ પણ આત્મા દેહ રહિત છે કારણકે દેહ એ જડનો પરિણામ છે, અને જ્ઞાનઘન એ આત્માનો સ્વભાવ છે, માટે દેહ તે આત્મા નથી, પણ આત્મા દેહ રહિત છે વળી આત્મા લિંગ રહિત છે પુરૂષ સ્ત્રી અને નપુંસક એ ત્રણ લિંગ છે, તે લિંગ દેહને અધિન છે દેહની અપેક્ષાએ આપણે આત્મા

ને પુરૂષ સ્ત્રી અથવા નપુંસક કહી શકીએ, પણ જ્યારે દેહ તે આત્મા નથી તો પછી આ ભેદ આત્માને શી રીતે લાગુ પડે? આત્મા તો પુરૂષ નથી, સ્ત્રી નથી, તેમ નપુંસક પણ નથી વ્યવહારથી દેહની અપેક્ષાએ આપણે આત્માને ગમે તેવું નામ આપીએ, પણ વસ્તુત આત્મા લિંગ રહિત છે, તેથી તે અલિંગી કહેવાય છે આ સર્વ વિચાર શુદ્ધાત્મ સ્વરૂપની અપેક્ષાયે છે જ્યાં સુધી આત્માએ આ વી શુદ્ધ અપેક્ષા હૃદયમાં રાખી નથી ત્યાં સુધી આત્મા ઘણીવાર પોતાને રોગ ચિન્તા, અને દેહ યુક્ત માનવાને દોરાય એ બનવા જોગ છે દેહાધ્યાસ એટલો બધો પ્રબળ છે કે આત્માનું જ્ઞાન ધરાવનાર પણ ઘણીવાર પોતે દેહ હોય એમ વિચારી કાર્ય કરવા પ્રેરાય છે માટે આવું ચિંતન મતત કરવું, એજ કહેવાનો સાર છે કે જેથી સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર થાય

अवतरणम्—पुनर्ध्यानरूढ आत्मा पौद्गलिकजाल सर्वं नात्मीयमिति विमृशति ॥

## श्लोक

मदीय कल्पित यद्यद् मरीचिजलसन्निभम् ॥
तत्तु मिथ्या विजानीहि बंधो ममेति बुद्धित ४५

टीका—यद्यत् पूर्व मया रागद्वेषादिपरिणत्या धनधान्य पुत्रकलत्रगृहादि परवस्तुजाल मदीय कल्पित ममत्वपरिणामेन स्वीकृत तत्सर्व वस्तुतस्तु मरीचिजलसन्निभ मृगतृष्णाजलसा-

रम्, अत एव हे चेतन तत्सर्वं मिथ्या विजानीहि बुध्यस्त्र चश्च स्तु कर्माष्टकरन्धस्तु ममेति बुद्धितो ममेदं सर्वमिति बुद्धितो भवत्यतो ममत्व त्यज ॥ ४१ ॥

અવતરણ—સર્વ પૌદ્ગલિક જાલ જેને આત્મા અ જ્ઞાનથી મારી માનતો હતો, તે મારી નથી એમ બતાવવા ને હવે ગ્રન્થકાર લખે છે —

અર્થ—જે જે મારૂ કલ્પવામા આવેલુ છે, અને જે મૃગ તૃષ્ણિકાના જળ ( ઝાઝવાના પાણી ) જેવુ છે, તેને મિથ્યા જાણવુ તે મારૂ છે એવી બુદ્ધિથીજ બધ થાય છે

ભાવાર્થ—જેવી રીતે ઉપરભૂમિમા મૃગતૃષ્ણાનુ જળ દેખાય છે, તે મેળવવા તૃષાતુર મૃગો તે જગ્યાએ દોડે છે, જેમ જેમ તે દોડતા જાય છે તેમ તેમ તેમને જળ આગળ જતુ દેખાય છે, તે છતા પણ જ્યારે તેઓ છેક પાસે આ વે છે ત્યારે તે સ્થળે કાંઈ પણ દેખાતુ નથી, તે વખતે તે મૃગને શોક અને ખેદ થાય છે. તેવીજ રીતે આ સાં સારિક પદાર્થો પ્રાપ્ત કરવાને આ પામરજીવ લલચાય છે તૃષ્ણાથી બધાયેલો જીવ તે તે પદાર્થો મેળવવા તેમની પાછળ દોડતો જાય છે તે પદાર્થ સમીપમા જણાવા છતા હાથમાથી સરી જાય છે પણ કદાપિ તેની પ્રાપ્તિ થાય છે, તો પણ પ્રથમ જેટલો ધારતો હતો તેટલો મોહક પદાર્થ તેને ન લાગવાથી તે શોકાતુર બને છે આ રીત જગતના સર્વ પોદ્ગલિક પદાર્થોને એક સરખી રીતે લાગુ પડે છે સઘળા પદાર્થ અનિત્ય છે ખરી રીતે આ જગતનો કોઈ

પણ પદાર્થ નિત્ય નથી, માટે તે મારો આત્માનો નથી. માટે તે સર્વ પદાર્થોને મિથ્યા જાણવા અને તેની પ્રાપ્તિથી હર્ષ ધરવો નહિ તેમ તે વસ્તુના વિયોગથી શોક ધરવો નહિ, કારણકે તે પદાર્થ જ્યારે આત્માના નથી ત્યારે તેનો હર્ષ શોક શો ધરવો ?

તે વસ્તુ મળવાથી કે જવાથી કર્મબંધ થતો નથી, પણ તે વસ્તુ મારી છે એવી બુદ્ધિ ધારણ કરવાથી કર્મ બંધ થાય છે જગતમા દુખ પણ મારાપણાનુ છે જ્યા મમત્વ ત્યાજ દુખ છે માટે વસ્તુ ઉપરથી મમત્વ ભાવ જેમ બને તેમ દૂર રાખવાને પ્રયત્ન કરવો, કારણ કે ખરૂ જ્ઞાનનુ ફળ વિરતિ છે જો મૂર્છા ભાવનો ત્યાગ થાય તો લાખો રૂપીયા પાસે હોવા છતા તે તેનાથી લેપાતો નથી, અને જો મૂર્છાભાવ રહેલો છે તો નાની સરખી વસ્તુમા પણ તે ભાવ પ્રગટ થયા વિના રહેશે નહિ આ કામ કાઇ સહેલુ નથી, પણ તે અનુભવવાને પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે “હુ અને મારૂ” એ મંત્રવડે મોહરાજા સકળ જીવોને કર્મબંધનથી બાધે છે જગતમાં હજારો માણસો દરરોજ મરે છે, છતા આપણી આખમાથી આસુ સરખુ પણ ગરતુ નથી, પણ આપણા છોકરાનુ માથુ દુખવા આવતા આપણી ચક્ષુમાથી ચોધાર આસુ પડે છે આનુ કારણ શું ને વિચારીએ તે છોકરાને તેણે પોતાનો માન્યો હતો, માટે જ દુઃખ થયુ જો પોતે શાક્ષી તરીકે રહે, તો જગતના સર્વ કર્મ કરવા છતા પણ માણસ કર્મ [illegible] થાય. જ્યા સાક્ષીભાવ ન રાખતા પોતે

કાર્યનો કર્તા બને છે, અને તેના ફળનો ભોક્તા થવાનું પસંદ કરે છે, ત્યાંજ કર્મબંધ થાય છે, માટે આ પુદ્ગલ વસ્તુ વિષેનો મમત્વ ભાવ ઓછો થાય તેમ કરવા દરેક આત્મહિતાર્થીએ ઉદ્યમવાન થવું એ અતિ જરૂરનું છે

अवतरणम्–पूर्वं परवस्तूनि ममत्वत्याग कथितं अधुना ममत्वबुद्धेरनर्थकारित्वमाविचारयति ॥

## श्लोकः

अहं ममेति बुद्धिस्तु संसारोत्कर्षकारिणी ॥
उदासीनेन चित्तेन सज्जना धर्मसाधकाः ॥ ४६॥

टीका–अहंमेतेषां स्वाम्येते च ममस्वामिति बुद्धिस्तु भव परंपरावर्धनशीला भवत्यतः सज्जना महात्मानः उदासीनेन चित्तेन वैराग्यसंवेगभावनया धर्मसाधका भवन्ति ॥ ४६ ॥

અવતરણ –જ્યારે આત્મા ધ્યાનારૂઢ થાય છે, ત્યારે આત્મસ્વરૂપની ઝાંખી થાય છે, અને પૌદ્ગલિક પદાર્થો ઉપરનો તેનો મોહ ઉતરી જાય છે અને સાંસારિક પદાર્થોની પ્રાપ્તિ કે નાશ થતાં પણ તે ઉદાસીનવૃત્તિ રાખી શકે છે તે બાબત હવે ગ્રન્થકાર દર્શાવે છે —

અર્થ—" હું, અને મારૂં " એવી બુદ્ધિજ સંસારની પરંપરાને વધારનારી છે પણ જે સજ્જનો છે, તે ઉદાસીન વૃત્તિથી ધર્મનું સાધન કરે છે ॥ ૪૬ ॥

ભાવાર્થ—જગતમાં માણસ માત્રને દુઃખ થાય છે તેનું જો કારણ આપણે તપાસવા માગીએ તો આપણને જ

થાયા વગર રહેશે નહિ કે મમત્વભાવ એજ દુખનુ પરમ કારણ છે, "આ મારૂ અને હુ એનો સ્વામી" આવો-ભેગે અધ્યાસ થયેલો હોવાથી તે વસ્તુ ન મળતા અથવા તેનો નાશ થતા સહજ દુખ થાય છે શ્રીમદ્ જશોવિજયજી પણ જ્ઞાનસારમા આવાજ અર્થનો શ્લોક લખી જણાવે છે કે "હુ અને મારૂ એ મોહરાજાનો મહામત્ર છે, અને તે મત્રે આખા જગતને અધ બનાવ્યુ છે જો તે શબ્દોની આગળ ન મુકવામા આવે અને એમ કહેવામા આવે કે "આ હુ નહિ અને એ મારૂં નહિ" તો તેનો તેજ મત્ર મોહને જીતવા સમર્થ થાય છે અનેક ભવોથી આ મોહરાજાના પ્રબળ મત્રની એવી તો સજ્જડ છાપ માણસ માત્રપર પડી ગયેલી છે કે ગુરૂની કૃપા વિના અથવા આત્મધ્યાન કરવાના પરમ પુરૂષાર્થ વિના તે છાપ-અસર દૂર કરવી એ કામ ઘણુ વિકટ છે સામાન્ય મનુષ્યો એમ જણાવે છે કે જો જગતની આ વસ્તુઓ ઉપરનો મમત્વ ભાવ દૂર કરીએ તો પછી અમને સુખ શેમા મળે ! આ વસ્તુઓ તે મારી નથી એવી ભાવના આવવાથી શો આનદ પ્રાપ્ત થાય !

જેણે ઉચ્ચ જીવનના સુખનો લેશ માત્ર પણ આસ્વાદ ન થયો હોય તેના મનમા આવી શકા સ્ફુરે એ સ્વાભાવિક છે જે નિસ્પૃહી લોકો છે, અને જેઓ આત્મધ્યાન કરવા મથે છે, તેમને જે આનદ થાય છે, તેની સાથે આ જગતનો કોઈ પણ આનદ સરખાવી શકાય તેમ નથી મધુર સ્વરનુ રગીલુ મૃગ પારધિને હાથે મરવાને

કબુલ કરે છે, પણ તે મધુર નાદમાથી મળતુ સુખ છોડી દેવાને તત્પર થતું નથી, તેવા મૃગને મળતુ સુખ આ આધ્યાત્મિક આનદની અપેક્ષાએ સમુદ્ર આગળ બિન્દુ સમાન છે આત્મિક આનદને વર્ણવવા ઘણા અનુભવીઓએ પ્રયત્ન કર્યો છે, પણ તેઓની કલમ થાકી ગઈ છે, અને છેવટે તેઓ એટલુજ લખી ગયા છે કે અતરનો આનદ અનુભવાય છે પણ વર્ણવાતો નથી, કારણ કે આ જગતમા મળતા સુખમા એવુ એક પણ પ્રકારનુ સુખ નથી કે જેને આત્મિક આનદની તુલના આપી શકાય!

જે સજ્જનો છે તે મમત્વભાવને વશ નહિ થતા સુખ દુ ખમા તેમજ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિકે વિયોગમા એક સરખી રીતે ઉદાસીન ભાવ ધારણ કરી શકે છે પુર્વકૃત કર્માનુસાર આવી પડેલી સ્થિતિમા તેઓ સમભાવ રાખે છે આત્મા તો આકાશની માફક નિર્લેપ છે, એ ભાવને નિરતર, હૃદયમા તેઓ રાખ્યા જ કરે છે, અને તેથી તેઓનુ ચિત્ત કલ્લોલ રહિત સરોવરના જેવુ શાત બને છે બાહ્ય સયોગોથી તેવા પુરૂષોની ચિત્ત શાતિમા ભગ પડતો નથી, અને તેથી આવા સત્પુરૂષો ધર્મ સાધન સારી રીતે કરી શકે છે ધર્મ સાધનમા ઉપયોગી બાબત જે ચિત્તની સ્થિરતા, તે આ પ્રમાણે પ્રાપ્ત થવાથી બીજા મનુષ્યો કરતા વધારે સારી રીતે આત્મજ્ઞાની શુદ્ધ ક્રિયા પણ કરી શકે છે જેમ પુષ્પમાથી સુવાસ સ્ફુરે, તેમ આત્મરમણતારૂપ ક્રિયા આત્મજ્ઞાનમાથી સ્વાભાવિક રીતે સ્ફુરે છે

अवतरणम्–पुनर्दृष्टान्तद्वारा स्वात्मानं दर्शीकुर्वन् समात्मा विचारयति ॥

श्लोक.

शुद्ध स्वाभाविक धर्ममात्मानः सेवते सुधीः ॥
कीर्त्यपकीर्तितः किन्ते त्वं भिन्नोऽसि ततःस्वयम्४७

टीका–सुधी'नयानिक्षेपप्रमाणभगेन षड्द्रव्यज्ञ, आत्मनः स्वाभाविक शुद्ध धर्म सेवते–भावरत्नत्रयरुप धर्म स्थिरवृत्त्या अभ्यस्यति, अत एव हे चेतन त्वमपि शुद्धात्मधर्मे यतस्व–शुद्ध चेतनधर्मपरायण त्व दृष्ट्वा ज्ञात्वा च केचित् कीर्तयन्ति भवन्तमपकीर्त्तयत्यन्येऽतो नैव त्वया स्वधर्म मुक्त्वा तत्र दृष्टिपातो विधेय इत्याह । कीर्त्याऽपकीर्त्या वा कि ते प्रयोजनम् कीर्त्यपकीर्ती हि नामकर्मपौद्गलिकप्रकृतिरूपे त्व तु चेतनस्ताभ्या जडरूपाभ्या कीर्त्यपकीर्तिभ्यां स्वय भिन्नोऽसि नैव भिन्ने वस्तुनि विदुषा हर्षशोकपरता भवितव्यमिति ॥४७॥

અવતરણ—આત્માની સ્વાભાવિક શુદ્ધતાનો વિચાર ઠસાવવાની એટલી બધી જરૂર છે કે ફરીથી ગ્રથકાર તેજ બાબતને સમર્થન કરે છે

અર્થ—બુદ્ધિમાન્ પુરૂષ આત્માના શુદ્ધ સ્વાભાવિક ધર્મનો આશ્રય લે છે તારે કીતિ કે અપકીતિથી શુ પ્રયોજન છે? તુ જાતે તેનાથી ભિન છે ॥ ૪૭ ॥

ભાવાર્થ–આત્માનો શુદ્ધ સ્વભાવ જ્ઞાનદર્શન અને ચારિત્ર છે અને બુદ્ધિમાન્ પુરૂષ તો સર્વદા તે આ માના સ્વાભાવિક ગુણોમાજ રમણતા કરે છે જેથી જ્ઞાન અને દર્શનની વૃદ્ધિ થાય, અને ચારિત્ર પળાય તેવા પ્રયત્નો તે આદરે

કેવળ જડક્રિયારૂચિ તેવા મનુષ્યની નિંદા કરે કે પ્રશંસા કરે તેની તે લેશ માત્ર દરકાર રાખતો નથી તે જે કાર્ય કરે છે તે કીર્તિ મેળવવા કરતો નથી, આત્માના ધર્મ શું છે તે તે સમજે છે, અને તે પ્રમાણે નિસ્પૃહતાથી વર્તે છે કીર્તિ અને અપકીર્તિ એ જગતે માનેલા ખોટા ત્રાજવા છે, આત્મા તે બન્નેથી રહિત છે કીર્તિથી આત્માના ગુણમા વૃદ્ધિ થતી નથી, તેમ અપકીર્તિથી હાનિ થતી નથી તેના સ્વભાવમા રતિ માત્ર પણ ફેર પડતો નથી, તો પછી આત્માનો જે સ્વભાવ છે, તે તરફ અનાદર કરી શા સારૂ કૌકટ કીર્તિની પાછળ માણસે ભમવું જોઈએ ! જે લોકો કીર્તિની સ્પૃહા વગર નિષ્કામ વૃત્તિથી કર્તવ્ય બજાવે છે, તેઓને જરૂર કીર્તિ દેવી પૂજે છે, પણ જે કીર્તિ મેળવવાને વાસ્તેજ સઘળો પ્રયત્ન કરે છે, તેનાથી ખરી કીર્તિ દુર રહે છે, એટલું જ નહિ પણ શુભ કાર્ય કરવાથી મળવો જોઈતો સંતોષપણ દુર રહે છે, માટે આત્મજ્ઞાનાભિલાષીએ કીર્તિ અને અપકીર્તિનો વિચાર દુર રાખી જેથી આત્મશ્રેય થાય તેવો માર્ગ ગ્રહણ કરવો

अवतरणम्—आत्मज्ञानेन सर्वेषां महत्त्वं भवतीत्याह ॥

## श्लोक

आत्मतत्त्वाववोधेन वालोपि वृद्धतां श्रयेत् ॥
आत्मनोऽज्ञानतो वृद्धो वालचापल्यमाश्रयेत् ॥२८॥

टीका—आत्मतत्त्वस्य सम्यग् ज्ञानेनाल्पवयस्कोऽपि सर्व-

ज्यो भवति । आत्मनोऽज्ञानतो वहुवयस्कोऽपि बालत्वमाप्नोति, ॥ ४८ ॥

અવતરણ—આત્મજ્ઞાનની બલિહારી કેટલી બધી છે, તેનો સપૂર્ણ ખ્યાલતો કોઇ પણ માણસ આપી શકે નહિ, તોપણ ગ્રન્થકાર પોતાની મતિ પ્રમાણે આત્મજ્ઞાનનુ માહાત્મ્ય બતાવે છે

અર્થ—આત્મતત્વના જ્ઞાનથી બાળક પણ વૃદ્ધ બને છે પણ આત્મતત્વનો અજ્ઞાન એવો વૃદ્ધ પણ બાળની લીલાને યોગ્ય થાય છે ॥ ૪૮ ॥

ભાવાર્થ—સસ્કૃત ગ્રન્થકારો મેઘનાદથી જણાવે છે કે ગુણો એ પૂજાનુ સ્થાન છે, પણ વયકે લિગ પૂજ્ય નથી કોઇ બાળક હોય કે વૃદ્ધ હોય, પુરૂષ હોય યા સ્ત્રી હોય, પણ જો તેનામા ગુણ હોયતો તે ખરેખર પૂજ્ય છે આ સ્ત્રી છે કે આ બાળક છે, એવો વિચાર મનમા નહિ લાવતાં જો તે આત્મજ્ઞાની હોયતો જરૂર તે પૂજ્યતાને પાત્ર છે શરીરથી ભલેને કોઇ બાળક હોય, પણ તેનો આત્મા કાઇ બાળક નથી આત્માતો બાળ નથી યુવા નથી વૃદ્ધ નથી તેમજ આત્મા સ્ત્રી નથી, પુરૂષ નથી, નપુસક નથી, માટે બાળ શરીરમા રહેલો હોયતો પણ આત્મજ્ઞાનીનો આત્મા ખરે ખરેખર પૂજ્ય છે તેમજ સ્ત્રીના શરીરમા રહેલુ આત્મજ્ઞાનયુક્ત આત્મ જ્યોતિ વદનીય છે શરીરથી વ્યવહારથી તે આત્મા બાળ દેખાય છે પણ જ્ઞાનથી તે આત્મા વૃદ્ધ છે, માટે વૃદ્ધ જેટલો તે પ્રશસનીય છે આથી ઉલટો માણસ મોટી ઉમરનો હોય, પણ જો તેનામા આ-

त्मज्ञान न होय तो ते बाळना जेवी क्रीडा करे छे ते शरीरे वृद्ध देखावा छता ज्ञाननी अपेक्षाए बाळ छे गमे तेटला शास्त्रनो अभ्यास कर्यो होय, पण जो ते माणसने आत्मज्ञान न थयु होय तो, ते आत्मज्ञाननी अपेक्षाए बाळ ज कही शकाय जेने जेनो अभ्यास न होय तेनी अपेक्षाए बाळ गणुवो जोइए बाळनो अर्थ आ स्थळे अनुभव रहित एम समजवु माटे जो खरी रीते वृद्धत्व प्राप्त करवु होयतो आत्मज्ञाननो अनुभव करवाने सतत प्रयत्नशील थवु ॥ ४८ ॥

अवतरणम्—आत्मविद्यात सुखमत्वविद्यानस्तदर्शनायाह युग्मम् ॥

## श्लोक

भावृद्धिप्रवृद्धिन्या अविद्याया कुत सुखम् ॥
अतोऽविद्या परित्यज्य आत्मविद्यां समाश्रयेत्॥४९॥
आसन्नैर्भविभि ज्ञेया तत्त्वविद्या तु दुर्लभा ।
तत सर्वप्रयत्नेन आत्मविद्यां समाश्रय ॥५०॥

टीका—भववृद्धिप्रवृद्धिन्या-भवश्चतुर्गत्यात्मक ससार तस्य वृद्धि प्रकर्षेण वर्धयति तच्छीला तस्या भववृद्धिप्रवृद्धिन्या अविद्याया कुत सुख भवेत् अपि तु न किंचित् सुख भवेदित्यर्थेऽतोऽविद्या परित्यज्य भव्य आत्मविद्यां समाश्रयेत् ॥४९॥
आसन्नैरल्पससारैर्भव्यजीवैस्तत्त्वविद्या- आत्मविद्या दुर्लभा-

દુ:ખેન લભ્યતે સા દુર્લભા મહતા પ્રયાસેન લભ્યેતિ જ્ઞાતવ્યમ્ આત્મજ્ઞાનેન મુક્તિર્ભવતિ તત. સર્વોપ્યમેનાત્મવિદ્યામાત્મજ્ઞાન સમાશ્રય- અંગીકુરુષ્વ ॥ ૯૦ ॥

અવતરણુ—ખરૂ સુખ આત્મવિદ્યાથી છે, અને અવિદ્યાથી કદાપિ સુખ નથી, તે બાબત ગ્રન્થકાર હવે દર્શાવે છે

અર્થ—ભવસતતિને વધારનાર અવિદ્યા-અજ્ઞાન-થી ક્યાથી સુખ મળે! માટે અજ્ઞાનનો ત્યાગ કરી આત્મ વિદ્યાનો આશ્રય કરવો જોઇએ ॥ ૪૯ ॥

ભાવાર્થ—માણુસ જન્મ મરણુની પરપરામા રખડે છે, તેનુ ખરૂ કારણુ જો તપાસીએ તો આપણુને જણાશે કે અજ્ઞાન છે અજ્ઞાનથી માણુસ પોતાની નહિ તેવી વસ્તુ ઓને પોતાની માને છે, અને તે પ્રાપ્ત કરવાને ન કરવા યોગ્ય કાર્યો કરે છે, અથવા તો નહિ વિચારવા યોગ્ય વિ-ચારો કરે છે અથવા ઇચ્છાઓ રાખે છે, આથી કર્મબધથી બધાય છે તે કર્મને ભોગવવાને તેને ફરીથી જન્મ લેવો પડે છે, અને તે જન્મમા તે ઉદયમા આવેલા કર્મ ભોગવતા નવાં કર્મ બાધે છે તેને અજ્ઞાન છે તેથી તે આરબ્ધ (ઉદયમા આવેલા) કર્મને સહન શીળતાથી ભોગવતો નથી, પણુ તે ભોગવતા હર્ષ શોક ધારણુ કરી નવા કર્મ ઉપાર્જે છે, આ પ્રમાણે જ્યા સુધી આ અજ્ઞાન ન થાય ત્યા સુધી તેને સસારમા પરિભ્રમણુ કરવુ પડે છે આવી સસારની પર-પરાને વધારનાર અજ્ઞાન જ્યા સુધી મનુષ્યને છે ત્યા સુધી તેમાથી સુખની આશા ક્યાથી રાખી શકાય! કોવચના

ત્રી વાવીને મોગરાના ફળની ઇચ્છા રાખવી એ ખરેખર નિરર્થક છે, આત્માનુ જે સ્વરૂપ છે તેનુ અજ્ઞાન એજ ખરૂ અજ્ઞાન એજ અવિદ્યા, એજ મિથ્યાત્વ, આ સર્વ નિશ્ચય નયની અપેક્ષાએ કહેવામા આવેલુ છે તે ભુલવુ જોઈએ નહિ

આ રીતે અવિદ્યા દુ ખના કારણભૂત હોય તો શુ કરવુ ? તે પ્રશ્નનો ઉત્તર ગ્ર થકારજ આપે છે કે અવિદ્યાનો ત્યાગ કરી આત્મ વિદ્યાનો આશ્રય લેવો ઉચિત છે આત્મવિદ્યા પ્રાપ્ત કરવી એ કામ સુગમ નથી, તો પણ તે દિશાભણી જે પ્રયત્ન કરવામા આવે તો કોઈ દિવસ પણ તે મેળવી શકાય પણ જવુ હોય હિમાલય ભણી, અને દક્ષિણ મા ા નહાપુ કરીએ તો કદાપિ સાધ્યની સમીપમા આવી શકીએ નહિ માટે આત્મજ્ઞાનીઓનો સગ કરવો, આત્મજ્ઞાનના પુસ્તકો વાચવા અને આત્મજ્ઞાનના સ બ ધમા જેટલુ જાણવામા આવ્યુ હોય તેટલુ વ્યવહારમા મુકવા પ્રયત્ન કરવો આ રીતે આત્માને આવરણ કરનાર પડળ દૂર થશે અને આત્મજ્ઞાન શુ છે તેની કાઈક વિશેષ ઝાખી થશે જેમ જ્ઞાન મળે તેમ તે પ્રમાણે વર્તન કરનાર વિશેષ જ્ઞાનનો અધિકારી થાય છે માટે જ્ઞાન પ્રમાણે ક્રિયા કરવી ઉચિત છે આ રીતે જ્ઞાન પ્રમાણે વર્તતા આત્માનુ સ્વરૂપ સમજવામા આવશે, અને પછી શુ કરવુ તે કહ્યા વિના પણ સમજાઈ જશે

અનતરણ—ગયા શ્લોકમા જણાવેલી બાબત અતિ જરૂરની હોવાથી ફરીથી ગ્રન્થકાર તેજ બાબતને દૃઢીભૂત કરતા લખે છે કે --

અર્થ—દુર્લભ તત્ત્વવિદ્યા અલ્પસસારી ભવ્યજીવોએ અનુસરી સર્વ પ્રયત્નો કરીને પણ આત્મવિદ્યાનો આશ્રય કરવો. ॥ ૫૦ ॥

ભાવાર્થ—જે જીવો મુક્તિમાર્ગની સમીપ આવેલા છે, તે અલ્પ સસારી કહેવાય છે તેવા ભવ્યજીવોએ ત ત્ત્વવિદ્યા મેળવવાને ઉદ્યમ કરવો તે તત્ત્વવિદ્યા ખેરેખર દુર્લભ છે, તેના જાણનાર જગતમા બહુ વિરલા છે તેમજ તે મેળવવાને યોગ્ય પાત્રો પણ પ્રમાણમા બહુ અલ્પ છે એક સ્થળે કહેલુ છે "હજારો મનુષ્યમાથી એકાદ પુરૂષની આવા માર્ગ ભણી રૂચિ થાય છે, અને જે લોકોને રૂચિ થાય તેવા હજાર મનુષ્યમાથી એકાદ માણસ તત્ત્વને ખરી રીતે જાણે છે" આ રીતે તત્ત્વવિદ્યા દુર્લભ છે અનુભવ જ્ઞાનથી આત્મતત્ત્વ જાણનારના દર્શન તો ભાગ્યેજ પરમ પુણ્યોદયથી થાય છે તત્ત્વવિદ્યામા જગત્ જેને સુખ માને છે, તેવુ સુખ નથી, માટે જગતના જીવોની તે તરફ ભાગ્યેજ રૂચિ થાય છે જે સસારના માયાવી, ઐદ્રજાલિક અને દુ ખગર્ભિત સુખથી ક ટાળ્યો હોય, અને શાશ્વત સુખનુ સ્થાન શોધતો હોય તેવા મનુષ્યના પ્રયાસને વાસ્તે આ તત્ત્વવિદ્યાનો માર્ગ છે આ સ બ ધમા શ્રીમદ્ યશોવિજયજી જ્ઞાનસારમા લખે છે કે—

अनारोपसुख मोहत्यागादनुभवन्नपि ॥
आरोपप्रियलोकेषु वक्तुमाश्चर्यवान् भवेत् ॥ १ ॥

અર્થ—મોહના ત્યાગથી આત્મિક આનદને અનુભવનારો મનુષ્ય પણ સુખ માનનારા લોકોની પાસે

આવે તો તેઓને તે આશ્રયભૂત લાગે છે તેઓને તેના વચનમા એકદમ પ્રતીતિ આવતી નથી, કારણ કે જડવસ્તુ સિવાયનુ સુખ કેવુ હોઇ શકે, તેનો હજુ તે બિચારા લોકોને સહેજ પણ અનુભવ થયેલો નથી જો ખરો આનદ મેળવવા તમારી ઇચ્છા હોય તો તેને વાસ્તે ગ્રન્થકાર ફરી ફરી એજ જણાવે છે કે આત્મવિદ્યાનો આશ્રય લ્યો આત્મજ્ઞાનને વાસ્તે પુસ્તકોની પણ જરૂર નથી, તેને વાસ્તે અજ્ઞાનનો ક્ષય થાય તેવા ઉપાયોનો આશ્રય લેવો એજ ઉત્તમ માર્ગ છે અજ્ઞાનના ક્ષયથી મન નિર્મળ થશે, અને તેજ વખતે આત્મ જ્યોતિનો તેમા પ્રકાશ પડશે, અને આત્મજ્ઞાન શુ છે તેનો ઝાખો આભાસ પ્રથમ થશે માટે બધી ખટપટનો ત્યાગ કરી મુમુક્ષુઓએ આત્મવિદ્યાનુ સેવન કરવુ એજ આ કથનનુ રહસ્ય છે

अवतरणम्—आत्मवाचिकाशब्दसज्ञा न तात्त्विकीति दर्शयतीति ॥

## श्लोक

**विद्यते नात्मनो नाम अनाम्यात्मा श्रुतिस्मृत ॥**
**नास्वर्गीत्यभिधानन्तु जानीहि व्यवहारत ॥ ५१॥**

टीका—आत्मनो नामसज्ञा न विद्यते यत आत्माऽनामी शब्दसज्ञारहित. शास्त्रे कथितो नन्वय नास्वर्गीत्यभिधान कथ व्यवहरन्ति लोका इत्यत आह नास्वर्गीत्यभिधान तु व्यवहार नयापेक्षया जानीहि बुध्यस्व ॥ ५१ ॥

અવતરણ—આમા કોઇપણ સજ્ઞા રહિત છે, તેને અપાયેલા સર્વ નામ ઉપાધિને આશ્રયી છે, આત્મા તો નિર્નામી છે, એ વાતને હવે ગ્રન્થકાર પ્રગટ કરેછે

અર્થ—આત્માનુ નામ નથી, આત્મા અનામી છે, એવુ શાસ્ત્રમા કહેલુ છે માણસ, દેવ વગેરે નામ છે તે વ્યવહારથી છે, એમ સમજવુ ॥ ૫૧ ॥

ભાવાર્થ—આત્માને નામ નથી તે અનામી છે, દેવચદ્ર, શાતિ, વીરચદ્ર, ચૈત્ર, મૈત્ર, વિગેરે જે જે નામો આત્માને આપણે આપીએ છીએ તે મિથ્યા છે નામ આત્મામા રહેતા નથી માટે આત્મા અનામી કહેવાય છે, એવુ શાસ્ત્રો કહે છે લૌકિક કહેવત પણ જણાવે છે કે "નામ તેનો નાશ છે," પણ આત્મા અમર હોવાથી નામ રહિત છે આપણે જે જે નામ આત્માને આપીએ તે સર્વ વ્યવહારથી છે, એ યાદ રાખવુ જ્યારે આત્મા દેવની સ્થિતિને યોગ્ય શરીર ધારણ કરે છે, ત્યારે આપણે તેને દેવ કહીએ છીએ, જ્યારે મનુષ્યની સ્થિતિને યોગ્ય શરીર તે લેછે, ત્યારે આપણે મનુષ્યની સજ્ઞા તેને આપીએ છીએ જેમ સ્ફટિકમણિ નિર્મળ રગનુ છે, તેની નીચે જેવા રગનુ વસ્ત્ર મુકવામા આવ્યુ હોય તેવો તેનો રગ ભાસે છે, તેમ આત્મા તો અનામી છે, પણ કર્મને લીધે જે જે ઉપાધિના સબધમા આવે, તે તે ઉપાધિને લગતુ નામ લોક તેને આપે છે આ રીતે દેવ, મનુષ્ય, તિર્યંચ વનસ્પતિ વગેરે નામો આત્માને આપવામા આવે છે જો નામ ન આપવામા આવે જગતનો વ્યવહાર ન ચાલે, અને અવ્યવસ્થા થઇ જાય

માટે વ્યવહારનયને આશ્રયી આપણે ભલે તે આત્માને જુદા જુદા નામ આપીએ, પણ વસ્તુત તે અનામી છે, એ વિચાર હૃદય આગળથી દૂર ખસેડવો નહિ આરોપરૂપ મનુષ્યે પાડેલા નામ પોતાના નથી એમ જાણી હું અમુક નામવાળો મારૂ અમુક નામ ઇત્યાદિ ભ્રમથી દૂર રહેવુ

अवतरणम्–आत्मरहितत्वेन निश्चयनयतो देहछेदेप्यात्मनि छेदादि क्रियावारणपूर्वकान्यद्रव्यज्ञातृत्वमाह ॥

श्लोक

अछेद्य स्यात्कथ छेद्य अछेद्यत्वमनशत ॥
ज्ञेयत्वेनाऽभिभासन्ते अन्यद्रव्याणि चात्मनि ५२॥

टीका—अछेद्य –छेदनक्रियाऽविषयआत्मा कथ छेद्य स्यात् नैवेति–छेद्यत्व हि सावयवस्य भवत्यात्मनोऽनशतोऽवयवाभावादछेद्यत्वमन्यद्रव्याणिचात्मनिज्ञेयत्वेनाभिभासन्तेएते न केचिन्मुक्तावस्थायामात्मनो गुणाना ज्ञानादीनामुच्छेदमत्वा निर्विशेषस्वरूपमाहुस्तदपि निराकृत वेदितव्य न हि वेदरौप्यस्येवा मनो गुणानामभावे नामापि श्रूयेत । अस्माकन्तु भवावस्थायामिव मुक्तावस्थायामपि निखिलचराचरमवभासते ,लोकेऽल्पज्ञोऽधिकज्ञाने यतमानो दृष्ट सर्वपुरुषार्थशिरोमणौ मुक्तौ यदि मूलमपि ज्ञान नश्येत्तदा ( वृद्धिमिच्छतो मूलहानिरि ) ति न्यायान्मुक्तजीवकुड्ययोर्विशेषाभावाच्च न स्यान्मुक्तौ प्रवृत्तिर्दृश्यते तु खले कपोतन्यायेनेत्यनन्त-

ज्ञानादिचतुष्टय तत्र चरीवर्त्तत इति सम्प्रदाय' अत एव ( अनन्तविज्ञानमनन्तदर्शनमनन्तसौख्यत्वमनन्तपौरुषम्  दधाति योऽनन्तचतुष्टय विभु' स शान्तिनाथो भवदुःखशान्तये ) इत्यागमस्तोत्र उद्घोषः ॥

અવતરણ—આત્મા અછેદ્ય છે એ બાબત હવે ગ્રન્થકાર દર્શાવે છે, અને તે સાથે પ્રતિપાદન કરે છે કે આત્મામા સર્વ દ્રવ્યનુ જ્ઞાન થાય છે

અર્થ—આત્મા સ્વભાવે છેદાય નહિ તેવો હોવાથી કેવી રીતે છેદાઇ શકે ? તેનો નહિ છેદાવાપણાનો સ્વભાવ આત્મા અવિભાગી છે એથી થયેલો છે બીજા દ્રવ્યો આત્મામા જ્ઞેયપણે ભાસે છે ॥ ૫૨ ॥

ભાવાર્થ—આત્મા છેદાતો નથી, ભેદાતો નથી, બળતો નથી, શોષાતો નથી, ભીંજાતો નથી . જગતના મળી આવતા નાશ કરવાના કોઇ પણ સાધનની આત્માને બિલકુળ અમર નથી થતી કારણ કે આત્મા અરૂપી છે, અને અરૂપીને રૂપી શી રીતે ઉપઘાત કરી શકે ? વળી આત્મા અશરહિત છે, એટલે આત્માના વિભાગ પડી શકે નહિ. માટે તેને અહીયા અછેદ્ય કહેલો છે એક સ્થળે કહ્યુ છે કે

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावक ॥
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुत' ॥ १ ॥

અર્થ—તેને શસ્ત્ર કાપતા નથી, તેને અગ્નિ બાળતો નથી, તેને પાણી ભીંજવતુ નથી, તેને પવન સુકવતો ન... આત્મ સ્વભાવ છે

વળી આત્માનો જ્ઞાનગુણ આ શ્લોકમા વર્ણવેલો છે આત્મામા સવ દ્રવ્ય જ્ઞેય (જાણવા યોગ્ય પદાર્થ) તરીકે ભાસે છે જેમ દર્પણમા તેની આગળ રહેલી વસ્તુનુ પ્રતિબિમ્બ પડે છે, તેમ આત્મામા આ જગતના સઘળા પદાર્થોનુ તેમના ગુણ પયાય સહિત પ્રતિબિમ્બ પડે છે એટલે આત્માને સવ વસ્તુનુ જ્ઞાન થાય છે અત્યારે પણ તેમા તે પ્રતિબિમ્બ પડે, પણ મનના વિકારો અને દુષ્ટ અધ્યવસાયો રૂપ વાદળથી આત્મ સૂર્ય ઢંકાયલો હોવાથી તેનુ જ્ઞાન આપણને થઇ શકતુ નથી જે પ્રમાણમા વાદળ ખસતુ જાય તે પ્રમાણમા આપણને જ્ઞાન થાય છે, વિશેષ વાદળ ખસતા વિશેષ જ્ઞાન પ્રકાશે છે.

अवतरणम्—निश्चयनयेनात्मनि शुद्धानि षट् कारकाणि विद्यन्ते तदाह ॥

## श्लोक

**ज्ञाताऽहं जगतां शश्वद् विद्यन्ते कारकाणि षट् ॥**
**मयीति शुद्धरूपेण तेषां कर्त्तास्मि निश्चयात्॥५३॥**

टीका—अहमात्मा षड्द्रव्यात्मकजगतां शश्वत् प्रतिसमय ज्ञानवान् शुद्धानि षट्कारकाणि मयि चेतने शुद्धरूपेण विद्यन्ते तेषां षट्कारकाणामहं निश्चयनयत कर्त्तास्मि ॥ ५३ ॥

અવતરણ—નિશ્ચય નયથી આત્મામા છ કારકો રહેલા છે એ બાબત હવે ગ્રથકાર નિવેદન જણાવે છે

અર્થ—હુ જગતોનો નિરતર જ્ઞાતા છુ, મારી અદર

છ કારકો શુદ્ધરૂપે રહેલા છે અને હુ તે છ કારકોનો કર્ત્તા છુ ॥ ૫૩ ॥

ભાવાર્થ—છ કારકોના નામ નીચે પ્રમાણે છે કર્તા કારક,કર્મ કારક, કરણ કારક,સપ્રદાન કારક, અપાદાન કારક અને અધિકરણ કારક આ છ કારકો આત્માને કેવી રીતે લાગુ પાડી શકાય? તે હવે આપણે વિચારીએ આત્મા પ્રથમ તો જ્ઞાન,દર્શન અને ચારિત્રરૂપ પોતાના ગુણોનો કર્તા છે તે ગુણોને પ્રકટ કરી શકે છે, માટે આત્મા તે ગુણોનો કર્ત્તા કહેવાય છે વળી કર્મ અથવા ફળ પણ આત્માને લાગુ પાડી શકાય. મુક્તિદશા આત્મરમણતા રૂપ ફળ તે પેદા કરી શકે છે, તે નિપજાવે છે, માટે કર્મ કારક પણ આત્માને લગાડી શકાય કરણ એટલે સાધન જેમ સુતાર સાધનો વડે લાકડાનુ ધારેલુ કાર્ય ઉપજાવે છે, તેમ આત્મા પણ શુદ્ધ જ્ઞાન, શુદ્ધ દર્શન અને શુદ્ધ ચારિત્રરૂપ સાધનવડે ઇચ્છિત ફળ પ્રાપ્ત કરી શકે છે તે સાધન પણ તેનાથી ભિન્ન નથી સાધન પણ તેનામા પોતાનામાજ રહેલા છે વળી આત્માને સપ્રદાન કારક પણ લાગુ પડે છે સપ્રદાન એટલે પોતાના પ્રતિ આકર્ષવુ પોતાને ફળ મળે તેમ વર્તવુ જ્યારે આત્મદર્શનરૂપ ફળને વાસ્તે ક્રિયા થાય છે જ્યારે આત્મા સ્વભાવમા રમે છે, ત્યારે સપ્રદાનકારક કહેવાય છે

અપાદાન એટલે દૂર કરવુ એવો અર્થ થાય છે જે પરભાવ છે, જે જડવસ્તુ છે, જે આત્માની પોતાની નથી, તેવી સર્વ વસ્તુઓ અને ભાવો ઉપરથી મમત્વભાવ ત્યાગવો,

જડપદાર્થરૂપ પોતાને કલ્પે છે, એક વખતે એવી એક ગાડાની ઇસ્પીતાલની મુલાકાત લેવાને કેટલાક સ્ત્રી પુરૂષો ગયા હતા તે મકાન તથા તેની અદર રહેનારા માણસોને બતાવવાને એક ગાડાને જ નિમવામાં આવ્યો હતો તેનામા ગાડપણનુ કાઈ પણ ચિન્હ જોવામા આવ્યુ નહિ તે બહુ વિચારશીલ માણસની પેઠે વાત કરતો હતો, અને આખુ મકાન અને સસ્થાનો વહીવટ તે મુલાકાતે આવના રને બરાબર રીતે તેણે સમજાવ્યો પણ જેવા તે પુરૂષો રજા લેવાની તૈયારીમા હતા, તેવામા તે માણસે એક વિ ચિત્ર પ્રકારની શારીરિક સ્થિતિ ધારણ કરી એક હાથ કેડ ઉપર મુકીને અને બીજો હાથ સામી બાજુએ હવામા લગાવીને તે બોલી હઠયો "**મહેરબાની કરીને મને ગ્રેડો કારણ કે હુ ચાદાની છુ**" આપણે જાણીએ છીએ ચાદાનીને એક પકડવાનો હેન્ડલ હોય છે, અને બીજી બા જુએ ચા રેડવાનુ નાળચું હોય છે જ્યારે તેણે ઉપર જ ણાવેલી સ્થિતિ ધારણ કરી ત્યારે પોતે ખરેખર **ચાદાની** હોય એમ તે ગાડા મનુષ્ય પોતાને માનતો હતો આપણે તે ગાડાને હસી કાઢીએ છીએ પણ જો તમે મને માફ કરો તો હુ જણાવુ કે આપણે સઘળા પણ પ્રમાણમા ગાડાજ છીએ આપણે પણ અજ્ઞાનથી શરીર સાથે આપણ ઐક્ય હોય તેમ આચરીએ છીએ કેટલાક મનુષ્યો ઇન્દ્રિ યોમા રમે છે, કેટલાક વાસનાઓમા ભમે છે, અને કેટલાક મનમા રમે છે આ રીતે જુદા જુદા પ્રમાણમા સર્વ ગાડા છે પણ આત્મા તો ઇંદ્રિયો વાસના અને મનથી ભિન્ન છે,

એમ વિચારી તેમની સાથેનું આત્માનું ઐક્ય ત્યાગવા દરેક આત્મહિતાર્થીએ ઉદ્યમશીલ થવું જરૂરનું છે

अवतरणम्—ससारमततौ तु महानर्थमत एव माया त्यक्त्वाऽऽत्मभावना विवेचयति ॥

## श्लोकः

**जगदांध्यकरीं मायां, किम्पाकफलसन्निभाम् ॥**
**आत्मनोऽन्यां विदित्वा त्वं, चिदात्मानं विभावय॥**

टीका—किम्पाकफलसदृशा जगदान्ध्यहेतु मायामशुद्धपरिणतिमात्मन• शकाशादन्या ज्ञात्वा त्व चिदात्मान विभावय विचारय दृश्यन्तेऽशुद्धपरिणतिंभजन्तोऽनन्ताजीवा ससारचक्रे परिभ्रमन्त क्षुत्पिपासाछेदन–भेदनादिबहुदुःखसतप्ता । ५५ ।

અવતરણ—હવે આત્માને પોતાનું સ્વરૂપ ભુલાવનારી અને પરભાવમા રમણ કરાવનારી માયાનો ત્યાગ કરવાને ગ્રન્થકાર બોધ આપે છે

અર્થ—જગતને અન્ધ બનાવનારી, કિંપાક ફળના જેવી માયાને આત્માથી જુદી માની તું ચિદાત્માનું ધ્યાન કર. ॥ ૫૫ ॥

ભાવાર્થ—કિમ્પાક ફળ એટલે ઇન્દ્રવર્ણાના ફળ તે દેખાવમા બહુ સુદર હોય છે, પણ ખાવાથી પ્રાણનો નાશ કરે છે માયા તે કિંપાક ફળ જેવી છે તે સુદર દેખાવા છતા અનિષ્ટ ફળને આપનારી છે, આખું જગત તે મા-

યાને લીધે અન્ધ બનેલુ છે કોઇ થોડા પ્રમાણુમા અંધ બનેલુ હશે, તો કોઇ વિશેષ પ્રમાણુમા અ ધ બનેલુ હશે, પણુ આ જગતના સવ જીવો થોડે ઘણે અશે માયાના પાસમાં સપડાયેલા છે, અને તેથી પોતાનુ ખરૂ સ્વરૂપ તેઓ સમજી શકતા નથી માયા તે આત્માની અશુદ્ધ પરિણુતિ છે, એ અશુદ્ધ પરિણુતિ કર્મનુ કારણુ છે એ અશુદ્ધ પરિણુતિને વશ થઇ જીવ ન કરવા યોગ્ય કાર્ય આચરે છે, માટે તેને આત્માની વિભાવિક દશા ગણુવી, અને તેની જાળમાથી જેમ બચાય તેમ વર્તન રાખવુ કારણુ કે તેની જાળમા સપડાયલા જીવો સસાર ચક્રમા પરિભ્રમણુ કરે છે, અને અનેક પ્રકારના દુ ખ ભોગવે છે ત્યારે આ અશુદ્ધ પરિણુતિરૂપ માયામાથી છુટવાને શુ કરવુ એ પ્રશ્ન હવે સ્ફુરે છે, તેના જવાબમા ગ્રથકાર જણાવે છે કે આત્માનુ ચિ તવન કરવુ સ્વભાવમા રમણુતા કરવી, હુ તે આત્મા છુ, અને આત્મા સિવાયની સર્વ વસ્તુઓ જડના આવિર્ભાવ છે એમ વિચારવુ, કેવળ વિચારવુ એટલુ જ નહિ પણુ તદનુસાર વર્તન રાખવુ આ જડ અને ચેતનની વ્હેચણુને ભેદ જ્ઞાન કહે છે તે ભેદજ્ઞાનને અનુભવનાર અજ્ઞાનથી–માયાથી–મિથ્યાત્વથી મુકત થાય છે આ બાબતનો એક વાર પણુ સમ્યગ્ નિર્ધાર જેને થયો, તેને માટે સ સારનુ અર્ધુ ચક્ર બ ધ થઇ ગયુ એમ શાસ્ત્રકારો જણાવે છે માટે સદગુરૂ પાસે આ ભેદ જ્ઞાન ,પામી તે પ્રમાણે વર્તવા દરેક મુમુક્ષુએ તત્પર થવુ, એજ આ શ્લોકનો સાર છે

अवतरणम्—आत्मतत्व उपात्ते सति मनुष्यजन्मसार्थकता भवति, तदाह ॥

श्लोक

सार्थक्य जन्मनो विद्धि, सूत्रशास्त्रेषु सम्मतम् ॥
आत्मतत्त्व समाराध्य, त्रैकालिकमनश्वरम् ॥५६॥

टीका—त्रैकालिकमनश्वरम्-त्रिष्वपि कालेषु विनाशरहित मात्मतत्त्व समाराध्य ध्यानेनाभ्यसनीय तेनैव समाराधनेन मनुष्यजन्मनः सार्थक्य सफलता जानीहि तदेव चात्मसमाराधन सूत्रशास्त्रेषु सम्मतमुपादेयतयोपादिष्टम् ॥ ५६ ॥

અવતરણ—મનુષ્ય જન્મનુ સાર્થક્ય શામા છે, તે હવે એ પ્રકાર જણાવે છે

અર્થ—સૂત્રોમા અને શાસ્ત્રોમા જણાવેલુ છે કે આત્મ તત્ત્વ જે ત્રૈકાલિક અને નિત્ય છે તેનુ આરાધન કરવુ અને તેમાજ જન્મનુ સાર્થક્ય આવી રહેલુ છે ॥ ૫૬ ॥

ભાવાર્થ—આ જગતમા ઘણા મનુષ્યો કોઇ પણ જીવનના ઉદ્દેશ સિવાય પોતાનુ જીવિત હલકી મોજમજામા અને એશ આરામમા વ્યતીત કરે છે, તે બિચારાઓની જ્ઞાન ચક્ષુ હજુ બિલકુલ ખીલેલી નથી તેથી તેઓ જગતના ઢીંગલા ઢીંગલીના નાચમાંજ પોતાનુ આયુષ્ય પૂર્ણ કરે છે પણ કેટલાક વિચારવત પુરૂષો પણ છે કે જેઓને આ જગતના નાશવત પદાર્થો મોહ ઉપજાવવાના બધ પડયા છે ... શુ કરવુ તે હજુ તેમને ખબર નથી, તેઓ

પુરૂષોને વાસ્તે આ શ્લોકમા રહેલો બોધ બહુ વિચાર કર વા યોગ્ય છે વિચાર શીળ મનુષ્ય તો હમેશાં અનિત્ય પ દાર્થોમા નહિ લોભાતા કાઇક સ્થાયી તત્ત્વ જાણવાને દો રાય છે, તેનો એક દાખલો અત્રે આપવામા આવે છે અ જથી ત્રણસે વર્ષ ઉપર યુરોપની એક પ્રખ્યાત વિશ્વવિ ધાલયમા કાયદાનો અભ્યાસ કરવા એક વિદ્યાર્થી આવ્યો આ ખરે તેની ઇચ્છા સફળ થઇ, તેની બુદ્ધિ તીવ્ર હતી, અને તેણે. પોતાનો અભ્યાસ ઉત્સાહપૂર્વક આરભ્યો થોડા દિવસ પછી પડોશમા રહેતા એક પરોપકારી અને લોકોપયોગમા પો તાનુ જીવન પસાર કરનાર વૃદ્ધ માણસને તે મળવા ગયો તે જુવાન માણસે તે વૃદ્ધને નિવેદન કર્યું કે આ યુનીવર્સીટીની સારી પ્રશસા સાભળી હુ અત્ર ભણવા સારૂ આવેલો છુ, અને જેમ બને તેમ જલદીથી પરીક્ષાઓ પસાર કરવાને મારાથી બનતો શ્રમ લેઇશ તે વૃદ્ધ માણસે આ તેનુ કથન ધૈર્યતાથી સાભળ્યુ અને પછી કહ્યુ "ધારો કે તમે ધારેલો અભ્યાસ પરિપૂર્ણ કરી રહ્યા, **પછી શુ** કરશો ?"

"**પછી** પાસ થયેલાની પદવી મેળવીશ" એમ તે જુવાને જવાબ આપ્યો "અને પછી !" એમ તેના પૂજ્ય વડિલે પ્રશ્ન કર્યો

"અને પછી હુ વકીલાતનો ધધો કરીશ, છટાદાર ભાષણો કરી લોકોનુ ધ્યાન ખેચીશ મારા ઉત્સાહથી, કામ કરવાની ખતથી અને ચોકસાઇથી હુ લોકોમા કીર્તિ મે- ળવીશ" એમ તે યુવકે હોશભેર જવાબ આપ્યો

"અને પછી" વળી તે ભલા માણસે ફરી સવાલ કર્યો

"અને પછી વળી હુ મોટી પદવી મેળવીશ, એમાં તો શક છેજ નહિ, વળી સારા પૈસા પેદા કરીશ અને ધનવાન કહેવાઇશ" એમ તે યુવકે પ્રત્યુત્તર આપ્યો

"અને પછી!" તે વૃદ્ધે આગળ ચલાવ્યુ

"અને પછી હુ ગૃહસ્થ ગણાઈશ, અને એક આબરૂદાર શહેરી તરીકે મારી જ્યા ત્યા પ્રતિષ્ઠા પડશે" એમ તે યુવકે આતુરતાથી જવાબ વાળ્યો

"અને પછી" તેના મિત્રે પુછ્યુ

"અને પછી અને પછી હુ મરણ પામીશ

આ વખતે તે વૃદ્ધ માણસ મોટા સ્વરે બોલ્યો "અને પછી શુ થશે?" તે વખતે તે જુવાન માણસ કાઇ પણ જવાબ વાળી શક્યો નહિ, આ ઉપદેશ આપવાનો ઠીક લાગછે, એમ ધારી આ વખતે તેને વયોવૃદ્ધ તેમજ જ્ઞાનવૃદ્ધ તે ભલા માણસે જીદગીનુ સાર્થક શેમા રહેલુ છે તે અગત્યનો સવાલ સમજાવ્યો દરેક વિચારવત મનુષ્યને તો આ પ્રશ્ન સ્વાભાવિક રીતે તેના હૃદયમા સ્ફુર્યા વિના રહે નહિ તેજ પ્રશ્ન આજે આપણે પણ વિચારવાનો છે ગ્રન્થકાર પ્રકટ રીતે આપણને બોધ આપે છે કે આત્માનુ ધ્યાન કરવુ, આત્માનુ સ્વરૂપ વિચારવુ, એમાજ જીવતરનુ સાર્થક્ય છે આત્મા ત્રણે કાળમા અવિનશ્વર છે, અને સઘળી વસ્તુઓ નાશ પામે છે, છતા આત્મા અમર છે, એમ ચિતવવુ, આત્મા અમર છે, એને મરણનો ભય નથી, એવા [illegible] યોગ્ય શુદ્ધ આચરણ રાખવુ જે જ્ઞાની

પણ મરણથી ત્રાસ પામે અને અજ્ઞાની પણ ત્રાસ પામે તો પછી જ્ઞાનીમા અને અજ્ઞાનીમા ભેદ શો ? માટે આ શ્લોકમા જણાવેલુ છે કે જ્ઞાનીએ આત્માનુ સ્વરૂપ અનુભવવુ અને તે અનુભવવામાજ જીવનનુ પરમ રહસ્ય રહેલુ છે કારણ કે આત્મા ત્રણે કાળમા શાશ્વત રહે છે, તેનો સ્વભાવ બદલાતો નથી તે નિત્ય છે, તે નિત્ય આત્માનુ ધ્યાન કરી, તેને અનુભવવાનો ઉદ્યોગ કરવો

अवतरणम्--आत्म ध्यानेन चेतना स्वय सम्मुखीभवति तेन परमपदप्राप्ति सत्वर भवति तदाह ।

## श्लोक

अभिमुखी यदास्यात्ते चेतना स्वयमात्मन·
तदा कर्माष्टक जित्वा प्राप्नोषि परम पदम् ॥५७॥

टीका--हे चेतन त तवात्मनश्चेतना यदा-यस्मिन्समये सहजसमाधिना स्वय सम्मुखीभवति तदा-तस्मिन्काले कर्माष्ट कटन्द जित्वा परम पद मोक्ष प्राप्नोषि त्वम् ॥ ५७॥

અવતરણ--આત્મ ધ્યાનથી ચેતના જાગૃત થાય છે, અને પોતાના બળ વડે કર્મવૃન્દને આત્મા જીતી શકે છે, અને પરમપદ પ્રાપ્ત કરી શકે છે, એ બાબત ગ્રન્થકાર દર્શાવે છે

અર્થ--હે ચેતન! જ્યારે આત્માની ચેતના તારી સન્મુખ થાય છે, ત્યારે અષ્ટકર્મને જીતીને તુ પરમપદ મેળવે છે ॥ ૫૭ ॥

ભાવાર્થ—આ ચેતના આત્મસ સુખ શી રીતે વળે તે ઉપાય વિચારવાનો છે કારણ કે તેમ થયા પછી વિશેષ કર્તવ્ય રહેતુ નથી જેનુ ચૈતન્ય આત્મામા રમે છે, તે ઘણીજ ત્વરાથી કર્મબધનો વિચ્છેદ કરી શકે છે પણ આ ચેતના આત્માભિમુખી શી રીતે થાય તે બાબત ઉપર આ પણે યથાશક્તિ યથામત વિચારીશુ પ્રારભમા ચેતના બહિર્વિષયોમા ભટકે છે, ત્યા સુખ મળશે એમ ધારી વિષયો મેળવવામા અને તેનો ઉપભોગ કરવામા ચેતના કાર્ય કરે છે, પણ અનુભવ થતા—કડવો અનુભવ થતા—જ ણાય છે કે વિષયોમા મળતુ સુખ ક્ષણિક છે તે સુખ દુ ખથી પૂર્ણ લાગે છે માટે તે ચેતના ધીમે ધીમે તે પ દાર્થો ઉપર મમત્વભાવ ઓછો કરતી જાય છે ઇન્દ્રિયોના વિષયના પદાર્થો મળે તેમા તે ચેતના આસક્ત થતી નથી, તેમ ન મળે ખિન્ન થતી નથી, આ પ્રમાણે અનુભવ મે ળવ્યા પછી મનમા સુખ મેળવવા મથે છે મનથી ઉપજતુ સુખ ઇન્દ્રિયોથી મળતા સુખની અપેક્ષાએ વધારે નિત્ય છે, છતા તે સુખનો પણ અત આવે છે તે સુખથી પણ ચેતના અતે કટાળી જાય છે કારણ કે માનસિક સુખ પણ બાહ્ય વસ્તુઓ ઉપર ઘણે ભાગે આધાર રાખે છે પોતે વિ દ્વાન થાય, લેખક થાય, વટાદાર ભાષણકર્તા થાય, તોપણ તેને અતરમા આનદ મળતો નથી, લોકો તેની વિદ્વતાના વખાણ કરે, તેના ગ્રન્થોની પ્રશસા કરે, તેના ભાષણ સા ભળી વાહવાહ બોલે ત્યારેજ તેને આનદ મળે છે ત્યા સુધી તે લોકોના ઉપર સુખને સારુ આશા રાખે છે, ત્યા

પણ મરણથી ત્રાસ પામે અને અજ્ઞાની પણ ત્રાસ પામે તો પછી જ્ઞાનીમા અને અજ્ઞાનીમા ભેદ શો ? માટે આ શ્લોકમા જણાવેલુ છે કે જ્ઞાનીએ આત્માનુ સ્વરૂપ અનુભવવુ અને તે અનુભવવામાજ જીવનનુ પરમ રહસ્ય રહેલુ છે કારણ કે આત્મા ત્રણે કાળમા શાશ્વત રહે છે, તેનો સ્વભાવ બદલાતો નથી તે નિત્ય છે, તે નિત્ય આત્માનુ ધ્યાન કરી, તેને અનુભવવાનો ઉપાય કરવો

अवतरणम्--आत्म ध्यानेन चेतना स्वय सम्मुखीभवति तेन परमपदप्राप्ति, सत्वर भवति तदाह ।

## श्लोक

## अभिमुखी यदास्यात्ते चेतना स्वयमात्मन तदा कर्माष्टक जित्वा प्राप्नोषि परम पदम् ॥५७॥

टीका--हे चेतन त तवात्मनश्चेतना यदा-यस्मिन्समये सहजसमाधिना स्वय सम्मुखीभवति तदा-तस्मिन्काले कर्माष्ट कष्ट द जित्वा परम पद मोक्ष प्राप्नोषि त्वम् ॥ ५७ ॥

અવતરણ -આત્મ ધ્યાનથી ચેતના જાગૃત થાય છે, અને પોતાના બળ વડે કર્મવૃન્દને આત્મા જીતી શકે છે, અને પરમપદ પ્રાપ્ત કરી શકે છે, એ બાબત ગ્રન્થકાર દર્શાવે છે

અર્થ—હે ચેતન! જ્યારે આત્માની ચેતના તારી સન્મુખ થાય છે, ત્યારે અષ્ટકર્મને જીતીને તુ પરમપદ મેળવે છે. ॥ ૫૭ ॥

નહિ, અને ઉદયમા આવેલા અને આવતા જતા કર્મોને પુદ્ગલનો આવિર્ભાવ જાણી સમભાવથી ભોગવી લેતાં વખત જતાં સર્વ કર્મનો નાશ થઈ જાય અને તે જીવ પર મપદ અનુભવે .

अवतरणम्—एकेनैव कारणेन मोक्षकार्यं न भवति किन्तु पञ्चकारणाना सामानाधिकरण्येनैव मोक्षकार्यं निष्पद्यतीत्याह ।

## श्लोक

स्वभाव नियती कालस्तुर्यं कर्मेति कारणम् ॥
उद्यम. पञ्चमो ज्ञेय एतैः कार्यस्य सिद्धता ॥५८॥

टीका—स्वभावश्च नियतिश्च स्वभावनियती काल चतुर्थारकादिः कर्म पुण्यानुबन्धि पुण्यमुद्यमो धर्म यानादि एते पञ्चकारणै मोक्षरूप कार्यस्य सिद्धिर्भवति ॥ ५८ ॥

અવતરણ—હવે જૈન શૈલિએ મનાયેલા કોઇ પણ કાર્યના પચ કારણોનુ વર્ણન ગ્રથકાર કહે છે

અર્થ—સ્વભાવ, નિયતિ, કાલ, ચોથુ કર્મ અને પાચમો ઉદ્યમ એ પાચ કારણો વડે કાર્યની સિદ્ધતા થાય છે ॥ ૫૮ ॥

ભાવાર્થ—કાર્યને વાસ્તે કારણોની જરૂર છે જો અનુકૂળ સાધનો હોય તોજ સાધ્યની સિદ્ધિ થાય કોઇ પણ કાર્ય બરાબર રીતે સિદ્ધ થાય તે સારૂ પાચ કારણોની જરૂર છે, એમ જૈન શાસ્ત્ર જણાવે છે તે પાચ કારણો નીચે પ્રમાણે, છે (૧)

સુધી તે સાચુ સુખ મેળવવાના માર્ગથી દૂર છે, લોકો તો કોઇ સમયે પ્રશસા કરે, વળી અન્ય સમયે નિદા પણ કરે, માટે લોકોની પ્રશસા કે નિદા ઉપર જ્યા સુધી સુખ દુખનો આધાર છે, ત્યા સુધી ખરૂ માનસિક સુખ કદાપિ અનુભવવામા આવે નહિ આ પ્રમાણે જ્યારે ઇન્દ્રિયોના વિષયો તેમજ મનના વિષયોથી સુખ પામનો તે અટકે છે, ત્યારે તેની ચેતના તદ્દન અતમુખ વળે છે મન અને ઇન્દ્રિયોને બદલે આત્માભિમુખ થાય છે આવી સ્થિતિએ જ્યારે તે પહોચે છે, ત્યારે તે પોતાના ખરા સ્વરૂપમા રમવાને તત્પર થાય છે, તેજ વખતે કર્મબધ ઢીલા થવા માડે છે આત્મરમણતાથી કર્મ બધાતા કેમ અટકે છે- તે આપણે વિચારીએ જ્યારે આત્મા પોતાનો નિષ્ક્રિય સ્વભાવ ભુલી જઇ, પરભાવમા રમે છે, મન અને ઇન્દ્રિયો દ્વારા થતા કાર્યોમા પોતાપણુ આરોપણ કરે છે, ત્યારે કર્મબધ થાય છે જેમ સુભટો લડે, અને તેમને વિજય પ્રાપ્ત થાય કે પરાભવ પ્રાપ્ત થાય, તેનુ આરોપણ રાજાને કરવામા આવે છે, તેવી રીતે ઇન્દ્રિયો અને મનદ્વારા થતા કાર્યનુ આરોપણ આત્માને કરાય છે પણ આત્મા તો નિષ્ક્રિય ક્રિયારહિત છે જ્યારે આ નિષ્ક્રિયપણાનો અનુભવ થાય છે ત્યારે કર્મ બધાતા અટકી જાય છે કર્મ બધાવામા મુખ્ય કારણ અવિવેક છે ખરી રીતે આત્મા પુદ્ગલ ભાવનો કરનાર કરાવનાર અથવા અનુમોદનાર નથી, જેને એવુ જ્ઞાન થયુ છે તે કર્મ બધથી કેવી રીતે બધાય ? આવુ જ્ઞાન ધરાવનાર મનુષ્યને નવા કર્મ બધાય

टीका—एकेन कालेन हेतुना हेत्वन्त पातिना कार्यसिद्धिः कथ स्यात् नहि सर्वं शरीर कृय हस्तेन निर्वर्तते, पञ्चहेतुक कार्यं हठेनैकहेतु निवर्त्य मन्यमानस्य मिथ्यात्व सुविचक्षणैः स्याद्वादतत्त्वज्ञानकुशलैर्विज्ञेय बोद्धव्यम् ॥ ५९ ॥

અવતરણ—એવો મત કેટલાક ધરાવનારા છે કે યોગ્ય કાલ આવશે એટલે સવ સારાવાના થશે, માટે ઉદ્યમની શી જરૂર છે? તેવા મતની અસત્યતા બતાવવાને ગ્રથકાર કહે છે કે—

અર્થ—એકલા કાલરૂપ હેતુ વડે કાયની સિદ્ધિ કેવી રીતે થઇ શકે? વિચક્ષણ પુરૂષોએ એકાત કાળને માનનાર મતને મિથ્યાત્વ માનવુ જોઇએ ॥ ૫૯ ॥

ભાવાર્થ—કાળ એ એક કારણ છે પાચમાનુ એક છે પણ જે મનુષ્યો એમ માને છે કે યોગ્ય કાલ આવશે એટલે સર્વ તેની મેળે થઇ જશે, તેવુ માનનારા મોટી ભુલ કરે છે ધારો કે કાળ અનુકૂળ છે, છતા જો મનુષ્ય ઉદ્યમ ન કરે, તો શુ કાલના માહાત્મ્યથી કાય સિદ્ધિ થઈ શકશે? કદાપિ નહિ તેમજ કાળના માહાત્મ્યથી શુ વસ્તુનો સ્વભાવ બદલાઇ જશે? કદાપિ નહિ તેમજ પ્રાણુમના કર્મમા નહિ લખેલુ હોય તો કાળ એકલો શુ કરશે?

આ ઉપરથી એ સિદ્ધ થાયછે કે કાર્ય સિદ્ધિને વાસ્તે એકલા કાળને હેતુભૂત માનનારાઓ એકાતવાદીયો છે, અને સઘળી એકાત વિચાર શ્રેણિની માફક તે વિચારશ્રેણિ પણ નયાભાસવાળી છે કાળપણ જરૂરનુ સાધન છે, પણ કાળ

સ્વભાવ(૨) નિયતિ-નિશ્ચય-ભવિતવ્યતા (૩) કાલ (૪) કર્મ અને (૫) ઉદ્યમ. આ પાંચ સામગ્રીની જરૂર છે વસ્તુનો સ્વભાવ ન હોય તો તે કેવી રીતે બની શકે ? જડ વસ્તુનો જ્ઞાન એ સ્વભાવ નથી તો બીજા કારણો મળે તો પણ જડ વસ્તુમાં કદાપિ જ્ઞાન આવે નહિ વળી કાર્ય સિદ્ધિ સારૂ ભવિતવ્યતાની જરૂર છે જો ભવિતવ્યતા ન હોય તો, જો તેમ બનવાનુ નિશ્ચિત ન હોય તો, કાઇક પ્રતિકૂળ કારણ વિઘ્નરૂપ થાય, અને તેથી કાર્યની સિદ્ધિ થતી અટકે, જેમ જેમ જુદી જુદી ઋતુમા જુદા જુદા ફળ પાકે છે, તેમ કાળ પણ મોક્ષને અનુકૂળ અથવા પ્રતિકૂળ સભવી શકે કર્મ પ્રમાણે માણસને ધર્મની સામગ્રી પ્રાપ્ત થાય છે બુદ્ધિ પ્રમાણે કાર્યની સિદ્ધિમા કર્મને પણ જરૂરતુ અગ ગણવુ જોઈએ અને સૌથી અગત્યનુ સાધન ઉદ્યમ છે જો બધી સામગ્રી મળી હોય, પણ માણસ ઉદ્યમ ન કરે, પુરૂષાર્થ ન સ્ફુરવે તો વિજય કદાપિ પ્રાપ્ત થઇ શકે નહિ માટે આ પાચે કારણો કાર્યની સિદ્ધિ અર્થે જરૂરના છે જેટલી સાધનની ન્યૂનતા તેટલી સાધ્ય સિદ્ધિમા ખામી, એજ આ શ્લોકનો સાર છે ॥ ૫૮ ॥

अवतरणम्—केचित्कालेनैकेन हेतुना मुक्तिं मन्यन्ते तेषां मतनिरासार्थमाह ॥

श्लोक

कथं कार्यस्य सिद्धिः स्यात् कालेनैकेन हेतुना ॥
एकान्ततो हि मिथ्यात्वं विज्ञेयं सुविचक्षणैः ॥५९॥

ભાવાર્થ—જો કે પાચે ,કારણો , આવશ્યક છે, પણ તેમા દેશ, ક્ષેત્ર, કાળ, અને ભાવના ભેદે કરીને ગુરૂરાજ કોઇ અંગની પ્રાધ્યાનતા બતાવી શકે, અને બીજાને ગૌણ કહે તો તે નયવાદ પ્રમાણે યોગ્ય છે હાલના સમયમા લોકો કર્મવાદી બહુ બની ગયા છે કર્મમા લખ્યુ હશે તેમ થશે, તેમા આપણુ શુ ચાલે? અથવા તો તેઓ એમ પણ કહેતા અચકાતા નથી કે "ભાઈ આ પાચમો આરો કઠીણ છે, તેમા ધર્મ શી રીતે કરી શકાય? ધર્મ ચાલણીની પેઠે ચલાશે એવુ શાસ્ત્રકારો કહી ગયા છે, માટે ઉદ્યમ કરીને શુ પ્રયોજન?" આવા આવા અનેક જાતના ઉદ્ગારો લોકોના મુખમાથી નીકળતા આપણે સાભળીએ છીએ અને તેથી તેઓ ઉદ્યમવાદને ભુલી ગયા છે કર્મના કરનાર પણ આપણે હતા, અને તે કર્મને ફેરવી શકનાર પણ આપણે છીએ, અને ઉદ્યમથી તે કાર્ય થઇ શકે તેમ છે, આ બાબત તરફ તેઓ તદ્દન દુર્લક્ષ કરે છે કર્મનો નિયમ યથાર્થ રીતે તેમના સમજવામા આવેલો નથી જો કે હાલ આપણે "આપણા પૂર્વકૃત કર્મના બળથી ગમે તેવી સ્થિતિમા મુકાયેલા હોઈએ, તો પણ આપણુ ભવિષ્ય આપણા હાથમા છે" એ સિદ્ધાતનો બોધ કરવાની ઘણી જરૂર છે અને તેથી જ આ ગ્રન્થકાર બોધ આપે છે કે આ પાચમા આરામા ઉદ્યમ દુર્લભ છે ઉદ્યમથી સર્વ વસ્તુ સિદ્ધ થઇ શકે છે કહ્યુ છે કે—

धर्मोद्यमेन भव्यास्तु प्राप्नुवन्ति परपदम्
अतो धर्मोद्यमः श्रेष्ठ सर्वकर्मक्षपणाक्षम ॥ १ ॥

એજ સર્વસ્વ નથી, આ બાબત સ્યાદ્વાદશૈલીના જાણકારોએ ગુરૂગમથી વિચારી લેવી, અથવા પાચ કારણોની વ્યાખ્યા વાચી સમજવી

अवतरणम्—पञ्चानामप्यनेकान्तनयेन हेतुतामभिधाय तेष्वपि पुरुषार्थस्य मुख्यत्वमाह ॥

श्लोक

पुरुषार्थ प्रकर्षेण कर्त्तव्यो विबुधैर्जनै ॥
दुर्लभमुद्यम विद्धि सम्प्रति पञ्चमारके ॥ ६० ॥

टीका—विबुधै पण्डितजनै पुरुषार्थ उद्यम. प्रकर्षेणातिशयेन कर्तव्य पञ्चमारके सम्प्रत्यधुनोद्यम दुर्लभ दुष्प्राप जानीहि यत ।

उद्यमेन हि सिध्यन्ति न कार्याणि मनोरथै ॥
न हि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगा ॥ १ ॥
आलस्य हि मनुष्याणा शरीरस्थोमहारिपु ॥
नास्त्युद्यमसमो बन्धुर कृत्वा नावसीदति ॥ २ ॥ ६० ॥

અવતરણ—પાચે કારણ કર્મસિદ્ધિ સારૂ જરૂરના છે, તેમા પણ ઉદ્યમની મુખ્યતા છે એ બાબત હવે ગ્રન્થકાર પ્રબોધે છે

અર્થ—ડાહ્યાપુરૂષોએ વિશેષ પ્રકારે ઉદ્યમ કરવો જોઇએ આ પાચમા આરામા ઉદ્યમ દુર્લભ છે એમ સમજો ॥ ૬૦ ॥

આપનારો રૂડા ધર્મમા તેણે પ્રવર્તવુ ॥ ૬૧ ॥

ભાવાર્થ—ઉદ્યમથી માણસ કેવા કેવા કાર્ય કરી શકે છે તે આ શ્લોકમા જણાવવામા આવેલુ છે પ્રથમતો કર્મની ગ્રન્થિ-કર્મના બધ તે મનુષ્ય તોડી નાખે છે, આત્મા પોતાના પુરૂષાર્થવડે કર્મને વિખેરી નાખે છે આત્મા કર્મનો કર્તા, ભોક્તા તેમજ સહર્તા પણ છે આશ્રવનો કરનાર કર્તા છે, તેમજ નિર્જરા અને છેવટે મોક્ષનો કર્તા પણ આત્મા છે જેવી રીતે આપણે તેને વાપરીએ તેવી રીતે તેનો ઉપયોગ થઇ શકે માટે આશ્લોકમા જણાવવા માં આવ્યુ છે કે ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તીને પુરૂષાર્થ કરવો ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તનારો નિષ્કામ પુરૂષાર્થ કરે છે, અને તેથી પાપ કે પુણ્ય બધાતા નથી પાપ જેમ બધનરૂપ છે, તેમ પુણ્ય પણ બધનરૂપ છે એક લોઢાની બેડી છે, એક સોનાની બેડી છે, પણ બન્ને બેડીરૂપ છે, માટે તે બન્ને પ્રકારની બેડીથી મુક્ત થવાય તે ઉપાય આદરણીય છે જો કે આરભના પગથીયામા પુણ્ય આદેય છે, પણ આગળ જતા તે પણ હેય છે, એમ વિચારવાનુ છે માટે નવા કર્મ ન બધાય તેમ નિસ્પૃહતાથી પ્રવર્તવુ અને શુદ્ધ જ્ઞાનક્રિયાવડે પૂર્વના કર્મનો સહાર કરવો, એટલે વખત જતા સર્વ કર્મનો અત પુરૂષાર્થી પુરૂષ લાવી શકે છે

પુરૂષાર્થી બેસી રહેતો નથી, પણ ઉદ્યમ કરે છે, જ્ઞાન પ્રાપ્ત કરવા સર્વદા પ્રયત્નશીલ હોય છે, જે જે શકાઓ પડે તેનુ ગુરૂગમવડે સમાધાન મેળવે છે

ઉદ્યમથી સર્વ કાર્યની સિદ્ધિ થાય છે, મનોરથ માત્રથી કાર્ય સિદ્ધ થતુ નથી, સુતેલા સિંહના મુખમા કોઈ મૃગો પ્રવેશ કરતા નથી, આલસ્ય શરીરમા રહેલો મહાશત્રુ છે ઉદ્યમ સમાન બધુ નથી ધર્મોદ્યમથી ભવ્ય પુરુષો મોક્ષપદ મેળવે છે, માટે સર્વ કર્મનો નાશ કરનાર ધર્મા ધમ શ્રેષ્ઠ છે

अवतरणम्—पुरुषार्थमर्म्पस्य कर्मग्रन्थिभेदन कार्यं तत्रापि गुर्वाज्ञाया माधान्य चाह ॥

## श्लोक

भिनत्ति कर्मणो ग्रन्थिं, छिनत्ति सर्वसंशयान् ॥
गुर्वाज्ञया यतेत स्त्र, सम्यग् धर्मे सुखप्रदे ॥६१॥

टीका—उद्यमवान् पुरुषो ज्ञानावरणीयाद्यष्टकर्मणो ग्रन्थि भिनत्ति सर्व संशयान् छिनत्ति उदयति।अत सुखप्रदे मोक्षफलके स्वस्य स्वकीयस्य, शुद्धस्वरूप धर्मे गुर्वाज्ञया गुरुदर्शितेन पथा यतेत यत्न कुर्यात् यत । गुरु आणाए मुक्खपहो इति६१

અવતરણ—પુરુષાર્થની સાથે ગુરુ આજ્ઞાની પણ જરૂર છે એ બાબત ગ્રન્થકાર હવે રજુ કરે છે

અર્થ—પુરુષાર્થ કર્મની ગ્રન્થિને તોડે છે, સર્વ સંશયોને ટાળે છે, માટે ગુરુની આજ્ઞા પ્રમાણે પોતાને સુખ

कफवर्धक महिषीदुग्धपरिणत पित्तकारि पुनर्विषादस्त्वेण परिणत यदि नोदरान्निस्सार्यते तदा वायुवर्धक निस्सारित नु पुन क्षेत्रेऽन्नोत्पत्तिनिमित्तमभिलेकस्मिन्नपि पुद्गलखण्डेऽनन्ता शक्तयो विद्यन्ते किम्बहुना नैव जगति किमपि पुद्गलद्रव्य दृष्टि पथमायाति यत्सर्वरूप परिणन्तु न शक्नोतीति। सर्वैरपि विचारशालिभिरनुभूत—तथा प्रत्येकमात्मप्रदेशेऽनन्ता शक्तयो वर्तन्ते तथाहि—यथा पुरुषस्य कनीनिकासम्बद्धात्मप्रदेशं कश्चिन्न दयादृष्ट्या पश्यन् पुण्य जनाति कश्चित्तु क्रूरदृष्ट्या पश्यन् पापमर्जयति ज्ञाताकृति मुनिमवलोकयन् कर्म निर्जरयति द्वेषबुद्ध्या मदात्मान पश्यन्ननन्तससारमर्हति स एव कालान्तरेण प्राप्तर्द्धि सन् स्वदृष्ट्या कश्चिद्रिङ्क चक्रवर्तिन करोति, चक्रवर्तिन दरिद्रयतीति चक्षु कनीनिकावच्छेदेन स्थितात्मप्रदेशा अनेकरूपपरिणतिहेतव तथैकोऽप्यनेकधा विद्वद्भिरनुभूत कि व हुना नेव विद्यते कश्चिदेवात्मप्रदेशो यत्रानन्ता शक्तीरनुभवेन दर्शयितु वय न शक्नुम इति शास्त्यन्त्यथात्मरसवेत्तारो महात्मान। ननु तत्र शुभाशुभाऽत्म परिणतिरेव कारणमनुशुद्धात्मप्रदेशा अन्यथा सिद्धा अपि पाप पुण्य चार्जयेयुस्तत्र शुद्धात्मप्रदेशसत्त्वा दिति चेत्सत्य न पापार्जने शुभाशुभात्मपरिणति कारणमिति को निषेधति, एक कार्यं प्रत्यनेकेषा कारणत्वात्किन्तु प्रत्येकात्मप्रदेशा कर्मसहिता अपि कारणाविति मन्तव्यमन्यथाऽऽत्मानं विहाय शुभा शुभपरिणत्योरसत्त्वात् कथ कर्मबन्धे हेतुता स्यात् सि-

વૈરાગ્ય ભાવના રાખવી, એક સ્થળે લખેલુ છે કે विवेकवैराग्यवतो बोध एव महोदय જેનામા નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક જાગૃત થયેલો છે, જે જડ અને ચેતન વસ્તુ વચ્ચેનો ભેદ યથાર્થ સમજે છે, તે વિવેકી મનુષ્યમા અનિત્ય અને જડ વસ્તુ પ્રતિ વૈરાગ્ય ભાવ પ્રકટે છે અને વૈરાગ્ય ભાવ હૃદયમા જાગવાથી શુ પરિણામ આવે છે, તે આપણે ઉપર વિચારી ગયા, માટે વિવેક અને વૈરાગ્યથી મોટા ઉદયને આપનારૂ જ્ઞાન પ્રકટે છે એ વાત સત્ય ઠરે છે ને જ્ઞાન તે આત્મજ્ઞાન છે આ રીતે વૈરાગ્યભાવનાને હૃદયમા રાખવાથી, અને તદનુસાર ઉચ્ચ વર્તન રાખવાથી આત્માના ગુણો પ્રકટ થાય છે આત્માનો દરેકે દરેક પ્રદેશ શુદ્ધ થાય તેવી રીતે ઉદ્યમ કરવો એજ સાર છે

अवतरणम्—आत्मन प्रतिप्रदेशमनन्तशक्तयो विद्यन्तेऽनन्तपर्यायाश्च विद्यन्ते तदाह ।

## श्लोक

**ज्ञात्वा प्रतिप्रदेश च—शक्त्यानन्त्य सदा सदा ॥**
**पर्यायानन्ततामात्मा—ज्ञेयो ध्येयश्च योगिभि ॥६४॥**

टीका—आत्मनोऽसख्यातप्रदेशेषु प्रत्येकप्रदेशे सर्वस्मिन्काले शक्तीनामानन्त्य, सर्वस्मिन् काले च पर्यायानामानन्त्यम् । भवति तज्ज्ञात्वा योगिभिरात्मा ज्ञेयो ध्येयश्च अय भाव यथा किञ्चित्तृणादिपुद्गलद्रव्यपरण्ये स्थित पान्थचरणभेदकारि भवति तदेव च गोमहिष्यादिभक्षित क्षुधानिवर्तक गोदुग्धपरिणत

कफवर्धक महिषीदुग्धपरिणत पित्तकारि पुनर्विष्ठारूपेण परिणत यदि नोदरान्निस्सार्यते तदा वायुवर्धकं निस्सारित तु पुन क्षेत्रेऽन्नोत्पत्तिनिमित्तमभिलेकस्मिन्नपि पुद्गलखण्डेऽनन्ता शक्तयो विद्यन्ते किम्बहुना नैव जगति किमपि पुद्गलद्रव्य दृष्टि पथमायाति यत्सर्वरूपं परिणन्तु न शक्नोतीति। सर्वैरपि विचारशालिभिरनुभूत-तथा प्रत्येकमात्मप्रदेशेऽनन्ता शक्तयो वर्तन्ते तथाहि-यथा पुरुषश्चक्षुः कनीनिकासम्बद्धैरात्मप्रदेशैः कश्चिदेन दयादृष्ट्या पश्यन् पुण्य जनाति कश्चित्तु क्रूरदृष्ट्या पश्यन् पापमर्जयति शान्ताकृति मुनिमवलोकयन् कर्म निर्जरयति द्वेषबुद्ध्या महात्मान पश्यन्ननन्तससारमर्हति स एव कालान्तरेण प्राप्तर्द्धि सन् स्वदृष्ट्या कश्चिद्दरिद्र चक्रवर्तिन करोति, चक्रवर्तिन दरिद्रयतीति चक्षु कनीनिकावच्छेदेन स्थितात्मप्रदेशा अनेकपरिणतिहेतव तथैकोऽप्यनेकधा विद्वद्भिरनुभूत किं बहुना नैव विद्यते कश्चिदेवात्मप्रदेशो यत्रानन्ता शक्तीरनुभवेन दर्शयितु वय न शक्नुम इति ज्ञायन्त्य-यात्मरसवेत्तारो महात्मान । ननु तत्र शुभाशुभाऽऽत्म परिणतिरेव कारणमशुद्धात्मप्रदेशा अन्यथा सिद्धा अपि पाप पुण्य चार्जयेयुस्तत्रशुद्धात्मप्रदेशसत्त्वा दिति चेत्सत्य न पापार्जने शुभाशुभात्मपरिणति कारणमिति को निषेधति, एक कार्य प्रत्यनेकेषा कारणत्वात्किन्तु प्रत्येकात्मप्रदेशा कर्मसहिता अपि कारणमिति मन्तव्यमन्यथाऽऽत्मान विहाय शुभा शुभपरिणत्योरसत्त्वात् कथ कर्मबन्धे हेतुता स्यात् सि-

વૈરાગ્ય ભાવના રાખવી, એક સ્થળે લખેલુ છે કે વિવેકવૈરાગ્યવતો બોધ એવ મહોદય જેનામા નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક જાગૃત થયેલો છે, જે જડ અને ચેતન વસ્તુ વચ્ચેનો ભેદ યથાર્થ સમજે છે, તે વિવેકી મનુષ્યમા અનિત્ય અને જડ વસ્તુ પ્રતિ વૈરાગ્ય ભાવ પ્રકટે છે અને વૈરાગ્ય ભાવ હૃદયમા જાગવાથી શુ પરિણામ આવે છે, તે આપણે ઉપર વિચારી ગયા, માટે વિવેક અને વૈરાગ્યથી મોટા ઉદયને આપનરૂ જ્ઞાન પ્રકટે છે એ વાત સત્ય ઠરે છે તે જ્ઞાન તે આત્મજ્ઞાન છે આ રીતે વૈરાગ્યભાવનાને હૃદયમા રાખવાથી, અને તદનુસાર ઉચ્ચ વર્તન રાખવાથી આત્માના ગુણો પ્રકટ થાય છે આત્માનો દરેકે દરેક પ્રદેશ શુદ્ધ થાય તેવી રીતે ઉદ્યમ કરવો એજ સાર છે

अवतरणम्–आत्मन' प्रतिप्रदेशमनन्तशक्तयो विद्यन्तेऽनन्तपर्यायाश्च विद्यन्ते तदाह ।

श्लोक

ज्ञात्वा प्रतिप्रदेश च–शक्त्यानन्त्य सदा सदा ॥
पर्यायानन्ततामात्मा–ज्ञेयो ध्येयश्च योगिभि ॥६४॥

टीका–आत्मनोऽसख्यातप्रदेशेषु प्रत्येकप्रदेशे सर्वस्मिन्काले शक्तीनामानन्त्य, सर्वस्मिन् काले च पर्यायानामानन्त्यम् । भवति तज्ज्ञात्वा योगिभिरात्मा ज्ञेयो ध्येयश्च अय भाव यथा किञ्चित्तृणादिपुद्गलद्रव्यमरण्ये स्थित पान्थचरणवेधकारि भवति तदेव च गोमहिष्यादिभक्षित सुधानिवर्तक गोदुग्धपरिणत

कफवर्धक महिषीदुग्धपरिणत पित्तकारि पुनर्विष्ठारूपेण परि-
णतं यदि नोदरान्निस्सार्येत, तदा वायुवर्धकं निस्सारितं तु
पुन क्षेत्रेऽन्नोत्पत्तिनिमित्तमित्येकस्मिन्नपि पुद्गलखण्डेऽनन्ता
शक्तयो विद्यन्ते किम्बहुना नैव जगति किमपि पुद्गलद्रव्य दृष्टि
पथमायाति यत्सर्वरूप परिणन्तु न शक्नोतीति। सर्वैरपि विचा
रशालिभिरनुभूत–तथा प्रत्येकमात्मप्रदेशेऽनन्ता शक्तयो व-
र्त्तन्ते तथाहि–यथा पुरुषश्चक्षु' कनीनिकासम्बद्धैरात्मप्रदेशैः क
श्चिद्दीन दयादृष्ट्या पश्यन् पुण्य बध्नाति कश्चित्तु क्रूरदृष्ट्या
पश्यन् पापमर्जयति शान्ताकृति मुनिमवलोकयन् कर्म निर्जरयति
द्वेषबुद्ध्या महात्मान पश्यन्ननन्तससारमर्हति स एव कालान्तरेण
प्राप्तर्द्धि सन् स्वदृष्ट्या कञ्चिद्दरिद्र चक्रवर्तिन करोति, चक्र
वर्त्तिन दरिद्रयतीति चक्षु कनीनिकावच्छेदेन स्थितात्मप्रदेशा
अनेकपरिणतिहेतवः तथैवाऽन्येऽनेकशः विद्वद्भिरनुभूत' किं व
हुना नैव विद्यते कश्चिदेवात्मप्रदेशो यत्रानन्ताः शक्तीरनुभवेन
दर्शयितु वय न शक्नुम इति ज्ञास्यन्त्यध्यात्मरसवेत्तारो महात्मा-
न। ननु तत्र शुभाशुभाऽऽत्म परिणतिरेव कारणन्तु शुद्धात्मप्रदेशा
अन्यथा सिद्धा अपि पाप पुण्य चार्जयेयुस्तत्रशुद्धात्मप्रदेशसत्त्वा
दिति चेत्सत्य न पापाद्यर्जने शुभाशुभात्मपरिणति कारणमिति
को निषेधति, एक कार्यं प्रत्यनेकेपा कारणत्वात् किन्तु प्रत्येका-
त्मप्रदेशा कर्मसहिता अपि कारणमिति मन्तव्यमन्यथाऽऽत्मान वि
हाय शुभा ... ... कर्मबन्धे हेतुता स्यात् सि-

તે જો ગાય કે ભેસ ખાય તો દુધ રૂપે પરિણમે, વળી તેનો કેટલોક ભાગ વિષ્ટારૂપે પણ બદલાઇ જાય વળી તે વિષ્ટા ખેત્રમા અન્નને ઉત્પન્ન કરવામા કારણ ભૂત થાય આવી રીતે એક પુદ્ગલ સ્કન્ધમા અનેકરૂપે પરિણામ પામવાની શક્તિ રહેલી છે, વિશેષતો શુ, પણ એવો એક પણ પુદ્ગલ દ્રવ્ય સ્કધ આ જગતમા વિદ્યમાન નથી કે જેનામા દરેક પ્રકારની પૌદ્ગલિક શક્તિ ધારણ કરવાનુ સામર્થ્ય ન હોય જો પુદ્ગલમા આટલી શક્તિ હોય તો પછી આત્મપ્રદેશમા અનત શક્તિ હોય તેમા આશ્ચર્ય જેવુ નથી આત્માના દરેક પ્રદેશે અનન્ત જ્ઞાન, અનત દર્શન અને અનત ચારિત્ર રહેલુ છે પણ આ સર્વ જેમ સૂર્ય વાદળાથી આચ્છદિત થાય, તેમ ઢકાઇ ગયુ છે જેટલા પ્રમાણમા વાદળ ખસતુ જાય, તે પ્રમાણમા સૂર્યનો પ્રકાશ આપણે જોઇ શકીએ છીએ તેજ રીતે જેટલુ કર્મ ઓછુ થતુ જાય, તેટલી આત્મજ્યોતિ પ્રકટ થતી જાય છે આત્મામા કાઇ નવી શક્તિ બ્હારથી આવતી નથી, શક્તિ તો ત્યાની ત્યાજ છે, ફકત તેને પ્રકટ કરવાને તેને આવરણ કરનારા કારણો દૂર થાય તેવો પ્રયાસ કરવાની જરૂર છે આત્માના દરેક પ્રદેશે આટલી બધી શક્તિ રહેલી છે, તો પછી સપૂર્ણ આત્માની કેટલી બધી શક્તિ હશે, તેનો ખ્યાલ લખવા કરતા અનુભવનારને વધારે સારી રીતે આવી શકશે. આત્માની કેટલી બધી શકિત છે, તેનો જો તમારે ખ્યાલ લાવવો હોય, તો આળસુની માફક બેશી ન રહેતા ઉદ્યમવન્ત થાઓ, તમે જેટલુ કામ હાલ કરી શકો છો, તેના કરતા જરા વિશેષ કાર્ય કરવાનુ માથે લ્યો ત મારામા તે કરવાનુ સામર્થ્ય છે, એવી ભાવના ભાવો, અને

જરૂર તમે તે કાર્ય કરી શકશો તમને તમારા આત્મબળમા વિશ્વાસ આવશે અને તમે બીજા દુર્ઘટ કાર્યો પણ ધીમે ધીમે કરી શકશો આ સિદ્ધાન્ત કેવળ હેતુ વગરનો નથી, તે અનુભવમા આણેલો મત છે, અને તમે પણ જો પ્રયત્ન કરો તો તે તમારા અનુભવમા આવી શકે આ ત્માને કશુ અશક્ય નથી "આગળથી શુ થશે" એવા વિચારથી જો તમે કોઈ કાર્યનો આરભ કરશો તો જરૂર તમે તેમા નિષ્ફળતા મેળવશો પણ આ કામ તો હુ કરી શકીશ હુ તે જરૂર પરિપૂર્ણ કરીશ, એવી દૃઢ ભાવના રાખી જો તમે કાર્યનો આરભ કરશો તો નક્કી તમે તેમા વિજય મેળવશો કારણ કે તે ભાવનાથી તમારામા ન્હેલા આત્મશક્તિ વિશેષ સ્ફુરે છે, અને બીજાને અત્યવશ લાગે તેવા કાર્યો તમે ઘણીજ ત્વરાથી અને સહેલાઇથી કરી શકો છો ઘણી વાર આપણે કર્મ, અને કર્મની પ્રકૃતિઓ, અને તેના વિભાગો, સ્થિતિ, રસ વગેરે સાભળીએ છીએ, ત્યારે આપણે નિરુત્સાહી બની જઇએ છીએ આપણે ધારીએ છીએ કે, આટલી બધી કર્મ વર્ગણાનો હુ શી રીતે અત આણી શકીશ? આટલુ બધુ દેવુ મારાથી શી રીતે વળાશે? પણ આ સ્થળે કર્મની પ્રકૃતિના સિદ્ધાતના ઉપદેશકે શ્રોતાવર્ગને જણાવવુ જોઇએ, કે કર્મ આટલુ બધુ ભારે છે, છતા આત્માના એક પ્રદેશમા અનતી કર્મ વર્ગણાઓને સહાર કરવાનુ બળ રહેલુ છે માટે જરા પણ ગભરાવુ નહિ કર્મને બાધનાર આત્મા છે, તેમ છોડનાર પણ આત્મા છે માટે આત્મશક્તિમા વિશ્વાસ રાખી આ

ગળ વધવુ, અને શુભ કાર્ય માટેનો ઉદ્યમ જરા પણ પડતો મુકવો નહિ,

વળી આત્માને અનત પર્યાયો છે આત્માની અનત શક્તિઓ છે દરેક પ્રદેશે અનન્ત જ્ઞાન, અનત દર્શન, અનન્ત ચારિત્ર, અનન્ત સુખ, અનન્ત દાન, અનન્ત લાભ, અનન્ત ભોગોપભોગ, અનન્ત વીર્ય, વગેરે અનેક ગુણો છે આમ હોવાથી જુદા જુદા ગુણરૂપે આત્મા પરિણામ પામે, તે આત્માના પર્યાયો કહેવાય છે, અનન્ત ગુણો હોવાથી આત્માના પર્યાયો પણ અનત છે

अवतरणम्—पूर्वोक्ता आत्मनोऽसंख्यातप्रदेशाःप्रतिप्रदेशमनन्तज्ञानादयो विद्यन्ते ननु तर्हि प्रतिप्रदेश विद्यमानानन्तज्ञानाना भिन्नोपयोगकारिता वाऽसंख्यातप्रदेशस्थाना संभूयानन्तज्ञानानामेकत्रोपयोगकारितेति तद्दर्शयति ॥

श्लोक.

एकोसंख्यप्रदेशानामात्मैका चोपयोगिता ॥
अन्यथा ज्ञानभेदेन आत्मासंख्यत्वमापतेत् ॥६५॥

टीका—असंख्यातप्रदेशानां एक एवात्मा स्वामी । असंख्यप्रदेशा एवात्मान ह्यसंख्यप्रदेशेभ्यो भिन्न आत्मास्ति, । प्रदेशानामिति षष्ठी तु करचरणादीनामवयवाना एक शरीर स्वामीतिवत् नहि करचरणादिभ्यो भिन्न शरीरमुपलभ्यते करचरणादय एव तु शरीरमिति । असंख्यप्रदेशीयज्ञानैर्पर्यवसितस्

योपयोगिताऽऽत्मनः एकैव । अन्यथा प्रतिप्रदेशमुपयोगिता भेदेनाऽसंख्यातप्रदेशस्थितानां ज्ञानानां भिन्नभिन्नज्ञेयस्वरूपकार्यकारित्वेनाऽऽत्मसंख्यत्वमापतेत् असंख्याता आत्मानः स्युः ॥ ६५ ॥

અવતરણ—આપણે ઉપરના શ્લોકમા વિચારી ગયા કે આત્માના અસખ્ય પ્રદેશ છે, અને દરેક પ્રદેશે અનન્ત જ્ઞાન, અનન્ત દર્શન વગેરે માલૂમ પડે છે હવે આ પ્રત્યેક પ્રદેશે વર્તતા અનન્ત જ્ઞાનનુ જુદુ જુદુ ઉપયોગ જ્ઞાન આત્માને થાય કે અસખ્ય પ્રદેશનુ ભેગુ મળીને એક ઉપયોગ જ્ઞાન આત્માને થાય, એ શકાનુ હવે ગ્રન્થકાર સમાધાન કરતા લખે છે કે —

અર્થ—અસખ્ય પ્રદેશનો એકજ આત્મા છે, અને ઉપયોગ પણ એકજ છે નહિ તો જ્ઞાન ભેદથી આત્માની અસખ્યતા માનવી પડે ॥ ૬૫ ॥

ભાવાર્થ—અસખ્ય પ્રદેશનો સ્વામી આત્મા એક છે અસખ્ય પ્રદેશથી ભિન્ન આત્મા જેવી કોઇ વસ્તુ નથી જેમ ચરણ, હસ્ત, કાન, નાક, આખ, જીભ, ધડ, માથુ વગેરે શરીરના સમગ્ર અવયવથી ભિન્ન શરીર જેવી વસ્તુ નથી, તેમ આત્મા પણ પ્રદેશોથી જુદો નથી

જેમ પ્રજા તે જુદી જુદી વ્યક્તિઓના સમુદાય સિવાયની અલગ સસ્થા નથી, તેજ રીતે આત્મા પણ આત્માના અસખ્ય પ્રદેશના સમુદાય સિવાયની ભિન્ન વસ્તુ નથી જો કે આત્માને અસખ્ય પ્રદેશ છે, છતા તે પ્રદેશદ્વારા મળેલા જ્ઞાનનો ઉપયોગ તો એક જ છે આત્માની અસખ્યતા

ત પ્રદેશ ભેગા મળીને ઉપયોગ થાય છે આત્માને એક જ સમયે અનત વસ્તુનો ઉપયોગ થઈ શકે છે જો દરેક પ્રદેશને થતુ જ્ઞાન ભિન્ન ભિન્ન કલ્પીએ તો આત્માના અસખ્ય પ્રદેશ હોવાથી અને પ્રતિપ્રદેશનો ઉપયોગ ભિન્ન ભિન્ન ઠેરવાથી અસખ્ય આત્મા થાય માટે અસખ્ય પ્રદેશોનો ભેગો મળી એક ઉપયોગ થાય છે, એ ઉપયોગમા અનત વસ્તુઓ ભાસે છે, પણ આત્મા તો એકજ છે

अवतरणम्—असख्यप्रदेशैरेक एवात्माऽसख्यप्रदेशाना-मुपयोगितैकैवेति कथनानन्तर शुद्धप्रदेशाना स्वरूप ब्रूते ॥

## श्लोक

**प्रदेशान्निर्मलानन्दान् ज्योतीरूपान् सनातनान् ॥**
**शुद्धात्मन प्रजानीहि, सुख यत्रानुभूयते ॥६६॥**

टीका—निर्मलान्-कर्मदोषरहितान् । आनन्दान् सुखैक-स्वभावान् । ज्योतीरूपान् ज्ञानरूपान । सनातनान् त्रिकाल-नाशरहितान् । शुद्धात्मन प्रदेशान् सत्तात जानीहि यत्रात्मनि रम्यमाणे सुखमनुभूयते योगिभिरिति शेषः ॥ ६६ ॥

અવતરણ—આત્માના અસખ્ય પ્રદેશ છે, અને તે છતા અસખ્ય પ્રદેશો નો મળી એક જ ઉપયોગ છે, એમ આપણે છેલ્લા બે શ્લોકમા વર્ણવી ગયા, હવે આત્માના તે પ્રદેશોનુ સ્વરૂપ ગ્રથકાર પ્રતિપાદન કરે છે

અર્થ—શુદ્ધ આત્માના પ્રદેશોને નિર્મળ, આનદ

સ્વભાવવાળા, જ્યોતીરૂપ સનાતન જાણ્યું. ત્યાંજ (યોગી ઓથી) સુખ અનુભવાય છે ॥ ૬૬ ॥

ભાવાર્થ—આત્મા સ્વભાવે નિર્મળ છે, અને તેથી તેના પ્રદેશો પણ નિર્મળ છે તે પ્રદેશો કર્મ મળથી રહિત છે આ જે કહેવામા આવ્યું છે તે નિશ્ચય નયથી અપેક્ષાએ છે એ વાત વિસરવી જોઇતી નથી વળી તે પ્રદેશો આનંદ સ્વભાવવાળા છે, ખરેખર આનંદરૂપ છે તે પ્રદેશોમા આનંદ ઓતપ્રાતરૂપે રહેલો છે સ્વભાવ રમણતાનુ સુખ અનુભવીયોનીજ જાણમા આવે છે સર્વ બાહ્ય ઉપાધિઓની ચિંતાથી આત્મા જ્યારે મુક્ત થાય, અને સ્વસ્વરૂપમા લીન થાય તે વખતે જે આનંદ આત્મા અનુભવે તે શબ્દથી કહી શકાય તેમ નથી જેઓએ થોડો સમય પણ અંતર્મુખ મન તથા ઇંદ્રિયોને વાળી, માનસિક સ્થિરતાનુ સુખ ભોગવ્યુ છે, તેઓને આત્માના આનંદ સ્વરૂપની સહેજ ઝાંખી આવી શકે આપણે બાહ્ય વિષયમા આપણા મન તથા ઇન્દ્રિયોને એટલા બધા રોકીએ છીએ કે આમ મનને સ્થિર કરવાનો અને અંતર્મુખ બનાવવાનો આપણને જરાપણ પ્રસંગ મળતો નથી, તેથી આત્મા આનંદસ્વરૂપી છે, એવુ આપણને ભાગ્યેજ ભાન થાય છે પણ યોગીઓ જે ઓએ પોતાના ચિત્તને નિરોધ્યુ છે તેઓ તેનો આસ્વાદ લેઇ શકે છે વળી તે પ્રદેશો જ્યોતીરૂપ છે તે જાતે ઝગઝગે છે, અને સર્વ વસ્તુઓને પ્રકાશિત કરે છે તેમની જ્યોતિ સૂર્યની જ્યોતિ કરતા પણ વિશેષ છે ભક્તામરમા લખેલુ છે, કે:—

सूर्यातिशार्या महिमासि मुनीन्द्र लोके ।

હે મુનીન્દ્ર ! તમારો મહિમા સૂર્ય કરતા પણ અધિક છે તે પ્રદેશો વળી સનાતન છે, એટલે ત્રણે કાળમા નિત્ય છે ભૂત કાળમા, ભવિષ્ય કાળમા અને વર્તમાન ત્રણે કાળ મા તે પ્રદેશો પોતાની એક સરખી સ્થિતિ જાળવી શકે છે સર્વ પૌદ્ગલિક વસ્તુઓને કાળની અસર લાગે છે, પણ તે આત્મ પ્રદેશોને લાગતી નથી, માટે તે અવિનશ્વર છે એવા પ્રદેશોવાળો આત્મા છે, એમ વિચારવુ જોઇએ વળી તે આત્મપ્રદેશોમા રમનાર અવ્યાબાધ સુખ ભોગવે છે પણ તે પ્રદેશોમા કોણ રમી શકે ? જેણે ઇન્દ્રિયો તથા મનને વશ કર્યા છે, અને જેને આત્મા સિવાયની અન્ય વસ્તુઓની અસારતા તથા અનિત્યના અનુભવી છે, તે મ નુષ્ય આત્માભિમુખી થાય છે, અને તેજ તે સુખનો ભો ક્તા થાય છે ખાખરમા સુખ માનનારી ખીસકોલી સા કરનો સ્વાદ જેમ સમજી ન શકે, તેમ ઇન્દ્રિયોના વિષય માજ રાચી માચી રહેલા જીવો આ અધ્યાત્મ રસનો અ નુભવ કરી શકવા સમર્થ થતા નથી કેવળ યોગીઓજ તેનો અનુભવ લે છે, તેઓ પણ શબ્દદ્વારા દર્શાવી શકતા નથી કારણ કે તે સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવવાને પુરતા શબ્દો આપણી વાણીમા મળતા નથી ॥ ૬૬ ॥

अवतरणम्—आत्मन स्वरूप विषय भेद च प्रतिपादयति

श्लोक कुलकम्

आत्माऽस्पर्श्य· कथं स्पर्श्य अग्राह्यो ग्राह्यतां कथं ।

લીધે છે જ્ઞાન વડે તે સર્વ દ્રવ્યને જાણી શકે છે, બીજા બધા દ્રવ્ય જ્ઞેય (જાણવાયોગ્ય) છે પણ તેમનામા બીજાને જાણવાનો ધર્મ રહેલો નથી માટે જ્ઞાન એજ આત્માનુ વ્યાવર્તક લક્ષણ છે આત્મા જગતના સર્વ પદાર્થોને તેમના ગુણ પર્યાય સહિત જાણે છે, તેમજ પોતાને પણ જાણી શકે છે, ત્યારે બીજા દ્રવ્ય પોતાને કે પરને જાણવાનુ બિલકુલ સામર્થ્ય ધરાવતા નથી માટે આત્મા બીજા દ્રવ્ય કરતા ભિન્ન છે, એ વિચારવુ જરૂરનુ છે કેવળ વિચારીને બેસી ન રહેતા તેને અનુભવવાનો પ્રયત્ન કરવો આવો જડ અને ચેતનનો ભેદ જેના જાણવામા યથાર્થ રીતે આવ્યો તે માણસ કદાપિ અન્યાયમાર્ગે એક પગલુ પણ ભરે નહિ આત્માનાસ્વાભાવિક ગુણો જેથી આ ધકારમા પડે તેવુ હલકુ કામ કરવા તે કદાપિ દોરવાય નહિ જગતની હરેક વસ્તુનો ભોગ આપવો પડે તો તે આપે, પણ જેથી આત્મગુણો પ્રકટ થાય તેમેજ મનથી ઉદ્યમ તે સદા રાખ્યા કરે, આવો મનુષ્ય ખરો જ્ઞાની કહી શકાય એવા પુરૂષ વિષેજ કહ્યુ છે કે —

> જાણ્યુ તો તેનુ ભલુ, મોહે નવિ લેપાય,
> સુખ દુ ખ આવે જીવને, હર્ષ શોક નવિ થાય

માટે પુદ્ગલનો સ્વભાવ વિચારી સુખ દુ ખમા હર્ષ શોક ન ધરતા આત્માની સ્થિરતા રહે, તેવી રીતે વર્તન રાખવુ એજ લાભકારી માર્ગ છે

अवतरणम्—कथमिति चेद् युक्तिमाह

श्लोकः

**ज्ञेयं सर्वं जगज्ज्ञाता आत्मा चैतन्यत· स्वयम् ।**
**वस्तूनां दर्पणे भासस्तथैवात्मनि भासनम् ॥७२॥**

टीका—आत्मभिन्न सर्वं जगद् ज्ञेयमेव । तत्र न ज्ञातृत्व मत आत्मान न जानातीत्यर्थ आत्मा तु ज्ञानशक्तित स्वय ज्ञाता न ह्यात्मनो ज्ञानेऽन्यापेक्षताऽस्ति । आत्मनि ज्ञेयत्वज्ञातृत्वमुभयधर्मसम्पन्नत्वादात्मैव सर्ववस्तूना ज्ञाता पुन स्वज्ञानेऽन्यश्च तत्र भासनशक्तौ दृष्टान्तमाह । यथा वस्तूना दर्पणे भासस्तथैवात्मनि सर्वेषा वस्तूना भासनम् । नहि तत्र दर्पणप्रतिबिम्बनवत् प्रतिबिम्बन पौद्गलिकमिति विशेष ॥ ७२ ॥

અવતરણ—ઉપર જણાવેલા સિદ્ધાન્તને સમર્થન કરતા ગ્રથકાર લખે છે કે—

અર્થ—સકલ જગત્ જ્ઞેય ( જાણવા યોગ્ય ) છે અને તેનો જાણકાર ( જ્ઞાતા ) આત્મા ચૈતન્યને લીધે છે જેવી રીને દર્પણમા વસ્તુઓનો ભાસ પડે છે, તેવી રીતે આત્મામા ભાસ પડે છે ॥ ૭૨ ॥

ભાવાર્થ—સકલ જગત્ના પદાર્થો જાણવા યોગ્ય છે, અને આત્મા પોતાની ચેતનશક્તિ-જ્ઞાનબળવડે તે સર્વ પદાર્થોને જાણી શકે છે જો આમ હોય તો પછી આપણને કેમ કેવળ જ્ઞાન થતુ નથી ? એવી શકા કોઇના મનમા સ્વાભાવિક રીતે સ્ફુર્યા વિના રહેશે નહિ તો તેના

પ્રત્યુત્તર રૂપે જણાવવુ જરૂરનુ છે કે આત્મા જ્યારે નિર્મળ થાય ત્યારે તેની આ શકિત પ્રકાશી નીકળે છે જેમ સૂર્યથી સર્વ પદાર્થ જોઇ શકાય, પણ જો વાદળ આવ્યુ હોય તો આપણે વસ્તુઓને બરાબર નિહાળી શકતા નથી સૂર્ય તો તેની મેળે પ્રકાશ્યા જ કરે છે, પણ વાદળ આપણને અતરાય રૂપ થાય છે, તેમ આ સ્થળે પણ આત્મામા તો સર્વ પદાર્થો જાણવાની શકિત રહેલી છે, પણ કર્મ આપણને અતરાય રૂપ થાય છે અને તેથી સર્વ વસ્તુઓનુ જ્ઞાન આત્માને થતુ નથી તો પછી એ પ્રશ્ન આપણા આગળ ખરો થાય છે કે આ કર્મને શી રીતે તોડવા કે આત્મપ્રકાશને કોઇ પણ પ્રકારનુ વિઘ્ન આવે નહિ એ પ્રશ્ન અતિ અગત્યનો છે, અને તેનો આપણે અત્રે વિચાર કરીશુ આ કાર્યને વાસ્તે મનની નિર્મળતાની જરૂર છે અને મનની નિર્મળતા મેળવવાને ઇન્દ્રિયોના વિકારોનો મમત્વ ભાવ ત્યાગવો જોઇએ, તેની સાથે મનની અદર ઉઠતા અનેક વિચારો અને તરગો ઉપર જય મેળવી તેમને મનમાથી દૂર ખસેડવા જોઇએ આથી મન શાત અને શુદ્ધ બનશે. આ સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી આત્મધ્યાન કરવુ જરૂરનુ છે, આત્મા પર મનને સ્થિર કરવાથી કર્મવર્ગણાઓ સ્વયમેવ ખરવા માડે છે, અને આત્મ પ્રકાશ વિશેષ વિશેષ સ્ફુરવા માડે છે આમ ઉત્તરોત્તર આગળ વધતા સર્વ કર્મ રજકણો દૂર ખસી જાય છે, અને મન શુદ્ધ અને નિર્મળ બને છે, તે વખતે આત્માનો પ્રકાશ યથાર્થ થાય છે શાત અને નિર્મળ સરોવર પર સૂર્યનો પ્રકાશ બરાબર પડે છે, તેમ આ લિ

કારો રહિત અને શુદ્ધ બનેલા માનસિક સરોવર પર આ આત્મ સૂર્ય બરાબર પ્રકાશે છે અને સર્વ વસ્તુઓનુ જ્ઞાન આપણને થાય છે આત્મા તો સ્વભાવે જ્ઞાનમય છે તેના પ્રકાશમા જે કર્મ વાદળ આવેલુ હતુ, તે ખરી પડતા આત્મ પ્રકાશ પ્રકટે છે પુરૂષાર્થ સિદ્ધિ ઉપાય નામના ગ્રથના મગલા ચરણમાજ લખેલુ છે કે "દર્પણની માફક જેમા સકલ પદાર્થ સમૂહનુ પોતાના બધા પર્યાયો સહિત પ્રતિબિબ પડે છે તે આત્મ જ્યોતિ જયવતી થાઓ" દર્પણ આગળ જે જે વસ્તુ ધરવામા આવે તેનુ તેમા પ્રતિબિબ પડે છે જે પ્રમાણમા દર્પણનો કાચ નિર્મળ તે પ્રમાણમા તે પદાર્થનુ પ્રતિબિબ વધારે સારૂ પડે છે, તેજ રીતે જે પ્રમાણમા આત્મા નિર્મળ થયેલો હોય છે, તે પ્રમાણમા પદાર્થોનુ પ્રતિબિબ તેમા પડે છે જો આત્મા તદન નિર્મળ બનેલો હોય છે, તો જગતના બધા પદાર્થોનુ પ્રતિબિબ (ભાસ) તેમા પડે છે સર્વ વસ્તુ હસ્તામલકવત્ જ્ઞાનીને થાય છે સઘળી વસ્તુઓનુ જ્ઞાન મેળવવાને આહાથી પ્રયત્ન કરવાને બદલે તેણે એવુ સ્વરૂપ ખીલવ્યુ છે કે જે સ્વરૂપ વડે તે જાણવા યોગ્ય સર્વ પદાર્થનુ યથાર્થ જ્ઞાન મેળવી શકે છે

વળી ઉપરના શ્લોકમા સહેજ જણાવ્યુ હતુ, છતા જણાવવુ જરૂરનુ છે કે કે આત્મા આ પ્રમાણે બીજા દ્રવ્યને જાણવાનુ બળ ધરાવે છે એટલુ જ નહિ પણ પોતાનુ સ્વરૂપ પણ જાણવાનુ સામર્થ્ય તેનામા છે આ સ્વરૂપ શબ્દોથી સમજી શકાય તેમ નથી અનુભવ કરનાર યોગી

થાય છે, ત્યારે તે આમાનુ જ્ઞાન આપણા મગજમા પણ ઉતરી શકે છે, અને તે વખતે પૂર્વજન્મનુ સ્મરણ થાય છે આમ બની શકે છે, એનુ કારણ એટલુ જ છે કે, આત્મા ત્રણે કાળમા નિત્ય છે પૂર્વજન્મનુ સ્મરણ કરવુ હોય તો બુદ્ધધર્મમા નીચે પ્રમાણે યોજના બતાવેલી છે, જે ખાસ કરીને નોધ રાખવા લાયક હોવાથી અને તે દાખલ કરી છે આજ રાતે સુઈ રહેતા પહેલા આખા દિવસમા તમે કરેલા કાર્યની પર્યાલોચના (review) તપાસ કરી જાઓ. પણ તે તપાસ કરવામા ખાસ બાબત એ યાદ રાખવા જેવી છે કે સવારથી આરભીને રાત સુધીના કાર્યનો વિચાર કરવાને બદલે તમારે રાતથી આરભીને સવાર સુધી ના કાર્યોનુ અવલોકન કરવુ જોઈએ, આ પગ પહેલા શુ કર્યુ, તે પહેલા હુ કયા હતો, ત્યા મે શુ કર્યુ હ તે અગાઉ હુ શુ કરતો હતો ? આમ વિચાર કરતા સવારમા પોતે જાગૃત થયો ત્યા સુધીનો વિચાર કરી બીજે દિવસે બે દિવસની પર્યાલોચના આ રીતે કરી ત્રીજે દિવસે ત્રણ દિવસના કાર્યની તપાસ કરી રીતે દરરોજ કાળમા પાછા જવાની ટેવ રાખવી તમને તમારી આખી જીદગીના કાર્યો યાદ આવ મારી બાલ્યાવસ્થા યાદ આવશે, તેના અગાઉ તમ સ્થિતિ હતી, એમ સૂક્ષ્મ વિચાર કરતા કોઈક વ મને પૂર્વજન્મનુ જ્ઞાન સ્ફુરી નીકળશે આ જ્ઞાનને ષામા જાતિસ્મરણ જ્ઞાન કહે છે તેવુ જ્ઞાન મે ખળ આત્મામા રહેલુ છે આત્મા નિત્ય હોવાથી ને

ભવમાં મેળવેલુ જ્ઞાન તેના બીજા ભવમા ઉપયોગી થાય છે ઘણાક બાળકો તીવ્ર બુદ્ધિવાળા જોવામા આવે છે, તેનુ કારણ તેમણે પૂર્વભવમા મેળવેલુ જ્ઞાન છે તે જ્ઞાન સાથે તેઓ જન્મ લે છે, અને તેથી ઘણી બાબતો સહજમા તે જાણી શકે છે, આ પણ પૂર્વભવનો એક સબળ પુરાવો છે આવા અનેક દાખલા પ્રાચીન ગ્રન્થોમા મોજુદ છે પણ અત્રે આપણે એક હાલના સમયમા બનેલો દાખલો રજુ કરીશુ

સર વીલીયમ રોવન હેમીલ્ટનની બુદ્ધિ અગાધ હતી જ્યારે તે ત્રણ વર્ષનો હતો ત્યારે તેણે હીબ્રુભાષા શિખવાનુ શરૂ કર્યું સાત વર્ષની વયે તો તે ભાષામા તે એટલો બધો નિપુણ થયો કે ડબ્લીનની ટ્રીનીટી કૉલેજના એક ફેલોએ તેના સબધમા જણાવ્યુ કે બી એ ની પરીક્ષા આપવાને તૈયાર થતા ઉમેદવારો કરતા પણ તેનુ જ્ઞાન વિશેષ હતુ તેર વર્ષની વયે તેણે તેર ભાષાનુ પુષ્કળ જ્ઞાન મેળવ્યુ હતુ યુરોપની જુની અને નવી બધી ભાષાઓ શિખવા ઉપરાત પરશીયન, એરેબીક, સસ્કૃત, હિંદુસ્તાની અને મલય ભાષાપર પણ તેને કાબુ મેળવ્યો હતો તેનો એક સગો લખે છે કે જ્યારે તે છ વર્ષનો હતો ત્યારે ગણિતનો અઘરામા અઘરો દાખલો તે મોઢેથી કહીને તેની નાની ગાડી સાથે રમવાને કુદકા મારી ચાલ્યો જતો અઢાર વર્ષની વયનો જ્યારે તે થયો, ત્યારે આયર્લાંડના રોયલ ખગોળવેત્તાએ તેના સબધમા નીચે પ્રમાણે પોતાનો મત આપ્યો હતો "This young man I do not say, will be, but is the first mathematician of his age" હુ એમ નથી

પદાર્થોને લાગુ કરી શકાય પણ ભૂલથી આત્મા પોતાને, લગાડે છે આ બહિરાત્મભાવથી જગતમા મનુષ્ય રખડે છે અને દુખી થાય છે સુતારને કામ કરવાને ઓજાર હોય, તેવા આત્માને કામ કરવાના શરીર વગેરે ઓજાર છે તે મરણ પછી આત્માની સાથે આવતા નથી, પણ અહી પડી રહે છે, માટે તેમને આત્માના માનવા, અથવા તેમને આત્મા તરીકે માનવા, એ મોટી ભુલ છે આ દેહાધ્યાસ અથવા બહિરાત્મ ભાવ એટલે સુધી વ્યાપેલો છે કે જ્ઞાની પુરૂષો પણ કેટલીક વાર તે ભુલમાં પડી જાય છે, અને શરીરને સતોષવાને પોતાને જાળેલા ઉચ્ચ નિયમોનો ભોગ આપે છે આમ થવુ જોઇએ નહિ દેહ અથવા દેહના ધર્મોનો આરોપ આત્મામા કરવો નહિ જો આ દેહાધ્યાસ છુટી જાય તો પછી દેહથી બ્હાર રહેલી વસ્તુઓ, જેવી કે ધન, ધાન્ય, ઘર, વસ્ત્ર, ઉપરથી મારાપણાનો ભાવ ઉઠી જાય, તેમા કાઇ નવાઇ પામવા જેવુ નથી આ દેહાધ્યાસ ત્યાજ્ય છે, એ પ્રથમ હૃદયથી વિચારી, તદનુસાર વર્તન રાખવું જોઇએ નાની નાની બાબતોમા પ્રથમ મનની સમતોલ વૃત્તિ રાખતા શિખવું જોઇએ ચાકરે ધોતીયામા એક ડાઘ પાડયો તો શુ થઇ ગયુ ? ભોજનમા જરા મીઠુ ઓછુ પડયુ તો શુ ખમી ગયુ ? કોઇ સ્વાદિષ્ટ ફ્રુટ ખાવાને ન મળ્યુ તો તેથી શુ ગેરલાભ થયો ? સભામા જરા આગળ જગ્યા ન મળી તો તેથી તને શી હાનિ થઇ ? આવી આવી નાની બાબતોમા પ્રથમ ઉદાસીન ભાવ રાખવો જોઇએ

આવી રીતે મ્હાવરો પાડવાથી મોટી બાબતોમા પણ ઉદાસીન ભાવ રાખતા શિખી શકાશે, અને દેહને ગમે તે થઈ જાય તોપણ મનની શાતતામાં જરા પણ વિક્ષેપ થશે નહિ શરીરને અનુકૂળ સયોગોનો નાશ થવા છતા તથા પ્રતિકૂળ સયોગો મળવા છતા તેવો મનુષ્ય એક સરખી વૃત્તિ રાખી શકશે કારણ કે શરીર તે આત્મા નથી, તો પછી શરીરને માથે આવી પડતુ સુખ દુ ખ શી રીતે આત્માને લગાડી શકાય ? આવો ભાવ રાખવાથી ઉદયમા આવેલા શરીર આશ્રયી કર્મો તે શાત મનથી ભોગવી લે છે અને તે ભોગવતા નવા કર્મ બાધતો નથી આવા બધા લાભ ધ્યાનમા લેઈ બહિરાત્મભાવનો જેમ ત્યાગ થાય તે પ્રમાણે વર્તન રાખવુ એજ સાર છે

## શ્લોક

बहिर्धिया भयभ्रान्ती रागादिक्लेशसन्तति ॥
त्यक्त्वा देहात्मबुद्धि त्वं देहाद्भिन्नं विभावय ८२

टीका—बहिर्धिया बाह्यबुद्ध्वा भयभ्रान्ति ससारपर्यटन रागादिक्लेशसन्तति स्वाभिमतवस्तुनि रागोऽनभिमते द्वेषोऽनिष्टेऽभिमते मार्गे वा नभिमते क्लेशस्तेषा सन्तति· परम्पराऽनुभूयतेऽतो देहात्मबुद्धि त्यक्त्वा मौद्गलिकवासना निर्जित्य त्व देहाद्भिन्न विभावय देहिस्वदृष्टिमपसार्यान्त प्रविश्य च समाधेहि । एव कृते चान्तरात्मा स्पष्यत इत्यर्थ ॥ ८२ ॥

અવતરણ—બહિરાત્મ ભાવ રાખવાથી કેવુ ખરાબ પરિણામ આવે છે, તે હવે ગ્રથકાર દર્શાવે છે—

અર્થ—બહિરાત્મ ભાવથી સસારમા રખડવુ પડે છે રાગ વગેર કલેશનો પ્રવાહ ચાલે છે, માટે દેહાત્મબુદ્ધિનો ત્યાગ કરી તુ આત્માને દેહથી ભિન્ન ગણુ ॥ ૮૨ ॥

ભાવાર્થ—બહિરાત્મભાવ એ શુ તે આપણે ગયા શ્લોકમા વિચારી ગયા, દેહ અને ઇન્દ્રિયો તથા જગતની બાહ્ય વસ્તુઓમા મારાપણાનો ભાવ તે બહિરાત્મભાવની ટુક વ્યાખ્યા છે હવે બહિરાત્મભાવનુ શુ પરિણામ આવે છે, તે આ શ્લોકમા વિચારવામા આવેલુ છે તેવી વૃત્તિથી મનુષ્ય જે વસ્તુઓ આત્માની પોતાની નથી, તેને આત્મા ની તરીકે લેખે છે અને તેથી તે વસ્તુઓ મેળવવાની ઇ-ચ્છા કરે છે આ ઇચ્છા તેને જન્મ મરણના ચક્ર સાથે બાધે છે, તેથીજ કરીને આ શ્લોકમા જણાવ્યા પ્રમાણે જીવને સસારમા ભટકવુ પડે છે વળી તેજ વૃત્તિને લીધે ઘણી વસ્તુઓ ઉપર રાગ—આસક્તિ થાય છે, અને તે મ ળવામા જે વિઘ્ન કર્ત્તા થાય તેનાપર દ્વેષ પણ થાય છે આ રીતે રાગ દ્વેષનો પ્રવાહ પણ બહિરાત્મભાવને લીધે ચાલે છે જેનામાથી આ દેહાત્મબુદ્ધિ ટળી ગઇ છે, તેને વાસ્તે સસારમા ભટકવાનુ અર્ધુ ચક્રતો બધ થઇ ગયુ, એમ જરૂર માનવુ, માટે આ ભાવના ઉત્પન્ન કરવાને શુ કરવુ, તે હવે ગ્રથકાર દર્શાવે છે તે જણા વે છે કે દેહ એ આત્મા છે એવી બુદ્ધિનો ત્યાગ કરો,

અને આત્મા દેહથી જુદો છે, એવી ભાવના રાખો, દેહમા આત્માનો આરોપ દૂર થવાથી આ જગતમા દેખાતી સર્વ પૌદ્ગલિક વસ્તુઓ ઉપર મનુષ્ય ઉદાસીન ભાવ રાખતા શિખે છે, દેહને એક વસ્ત્ર તરીકે લેખે છે, અને આત્માથી તે ભિન્ન છે, એમ અનુભવે છે તે અનુભવ થતા બાહ્ય વિષયોની પ્રાપ્તિ કે વિયોગમા સમભાવ તે રાખી શકે છે, તે સમભાવનુ સુખ અલૌકિક છે અધ્યાત્મસારમા લખ્યુ છે કે સ્વર્ગનુ સુખ તો દૂર રહ્યુ, મુક્તિનુ સુખ તેથી પણ દૂર છે, પણ મનની પાસે રહેલુ એવુ સમતાસુખ સ્પષ્ટ છે, આવુ સુખ મનુષ્ય દેહાત્મભાવ–બહિરાત્મભાવના ત્યાગથી શીઘ્ર મેળવી શકે છે માટે તે દેહાત્મબુદ્ધિ ટાળવાને ઉપરના શ્લોકમા બતાવ્યા પ્રમાણે નાની નાની બાબતોથી ટેવ પાડવી એ જરૂરનુ છે

## श्लोक.

देहस्थोऽपि न देही यो, वाचा भिन्नस्तथाऽमृत ।
दुग्धे नीर तथा देहे, आत्माऽसख्यप्रदेशकः ८३

टीका–योन्तरात्मा देहस्थोपि देहे तिष्ठनपि निश्चयनयापेक्षया न देही सर्वथा देहसम्बन्धे तु देहाद्विनिर्मुक्तैरेवदृष्टत्वेन तथा वाचा भिन्न पुद्गलरूपया वाचाऽमल्लिप्तत्र नैव वाचस्सम्पर्कोऽस्ति । यद्वा वचनातीतो नैव वचनेन तस्य निरुक्ति सम्भवति । अनन्तशक्तिकपुद्गलरचिताना घटादीनामप्येकान्तेन

निर्वचनमसंभावि पुनरात्मनस्तु का कथा निरस्तावभिमानं ये दधते तार्किकादयः हर्षमिश्रादिभिस्ते तु खण्डनादौ सुशिक्षिता इति वेदान्ताचार्य्यैरप्युक्तत्वात् तथाऽमृतो मरणधर्म्मरहितो मोक्षरूपो वा तथा दुग्धे नीरमिव देहे व्याप्नुवन्नात्माऽसत्यपदेशकं अयं भावः यथा पय पानीय यो भिन्नत्वेऽपि परस्परसंश्लेषादभेद इव दृश्यतेऽत एव दुग्धामिलितं जलमपि दुग्धमूल्येन क्रीणन्ति लोका परं दुग्धास्वादरसिकैस्तदानीमप्यनुभूयते जलसम्पृक्तमिदं दुग्धं यतो नास्वाद्यन्ते दुग्धसम्बन्धिनो मधुरादिगुणास्तथाऽऽत्मापि पौद्गलिकदेहाद्भिन्नोऽप्यनादिकालपरस्परसंश्लेषाद् देहगुणस्थूलकृशत्वादि सामानाधिकरण्येनैव स्वगुणवान् दृश्यतेऽत एव देहसम्बन्धिनो धनपुत्रकलत्रादीन् स्वीयत्वेन व्यवहरन्ति लोका परन्त्वात्मसुखरसास्वादभावुकैस्तु बाह्यदृष्टिमपसार्य्य कृतान्तरात्मबुद्धिभिर्निःसंशयमनुभूयते नैते धनपुत्रकलत्रादयो मा निर्लिप्तश्चेतन सम्बध्नाति यदि मत्सम्बन्धस्वभावा स्युस्तदा रत्नत्रयवत् मुक्तावप्युपतिष्ठेरन् परमात्मावस्थायामपि वानुभूयेरन् परतत्त्वे तु केवलज्ञानमाहात्म्याद् बहिरात्मभावगन्धोऽपि नास्ति । इति सुष्ठुक्तं देहस्थोऽपि न देहीति ॥ ८३ ॥

અવતરણ—આત્મા અને દેહને કેવો સંબંધ છે, અને આત્માનું કેવું સ્વરૂપ છે, તે હવે ગ્રન્થકર્તા પ્રકટ કરે છે

અર્થ—દેહમા રહેવા છતા પણ જે દેહી નથી, જે વાણીથી ભિન્ન અને અમર છે દુધની અદર જળની મા ફક અસખ્ય પ્રદેશી આત્મા શરીરમા રહેલો છે

ભાવાર્થ—આત્મા દેહમા રહે છે, પણ દેહને અને આમાને ખરો સબધ નથી, આ વાકય નિશ્ચયનયથી સમજવાનુ છે, જો દેહ અને આત્માને ખરો સબધ હોય તો કદાપિ આત્મા મુકત થઇ શકે નહિ જ્યા સુધી દેહા ત્મબુદ્ધિ છે, જ્યાં સુધી વ્યવહાર છે, જ્યા સુધી આત્માનુ ખરૂ સ્વરૂપ સમજવામા આવ્યુ નથી, ત્યા સુધી આ મારો દેહ છે, અને હુ આ દેહમા રહુ છુ, વગેરે ભાવ રહે છે, અને પ્રવૃત્તિ પણ તેવા પ્રકારની થાય છે વારવાર જણાવવામા આવ્યુ છે તેમ દેહ તો આત્માને કામ કરવાનુ સાધન છે વળી આત્મા વાણીથી ભિન્ન છે વાણી પુદ્‌ગલરૂપ છે, વાણી એ પુદ્‌ગલનો ધર્મ છે, તેનાથી આત્મા અસશ્લિષ્ટ છે, એ ટલે વાણીથી આત્માને પહોચી શકતી નથી વાણી અને મનની પણ પેલીપાર આત્મા છે એક સ્થળે કહેલુ છે કે-

यतो वाचो निवर्तन्ते अमाप्य मनसा सह.

શાબ્દિક તાર્કિક પડિત છાકે, તે પણ વહા જઈ થાકે
શબ્દ તીર પણ જ્યા નહિ પહોચે, શબ્ધવેધીના તાકે.
ભયા અનુભવ રગ મજીઠારે, ઉસકીવાત ન વચને થાતી.

મનની સાથે વાણી પણ જ્યા પહોચ્યા સિવાય પાછી વળે છે, તે પરમપદ તે આત્મપદ છે ત્યારે દેહ અને આત્માને કેવો સબધ છે એ આપણે વિચારીએ, દૃષ્ટાન્ત આપીને

એ સબંધ ગ્રન્થકાર દર્શાવે છે જેમ દુધ અને પાણી જુદા ધર્મવાળા છતા એવી રીતે મળી જાય છે કે બન્ને એક સ્વભાવવાળા હોય એમ માનવાને આપણે દોરવાઈ જઈએ છીએ સામાન્ય મનુષ્ય તો દુધ અને નીર ભેગા થયા હોય તો તેનો ભેદ સમજી શકતો નથી અને જળના ગુણ દુધને આરોપે છે, પણ હસ જેવા જ્ઞાની પુરૂષો કેટલાક માલૂમ પડે છે જેઓ તત્વજ્ઞાનથી દુધ અને જળનો ભેદ સમજે છે, અને યોગમાર્ગથી તે બેને જુદુ કરતા પણ શીખે છે (ઝ) હસ "હુ તે તે," "હુ તે આત્મા" એવુ જ્ઞાન ધરાવનાર હસ કહેવાય છે અને હસ જેમ દુધને જળથી ભિન્ન કરી દુધનો આસ્વાદ લે છે, અને જળને પડતુ મુકે છે, તેવી રીતે જ્ઞાની પુરૂષો જડ દેહને પડતો મુકી આત્માનો આસ્વાદ અનુભવે છે ઘણા કાળથી અ જ્ઞાનને લીધે આપણે દેહ અને દેહના સબધી ધન, પુત્ર, મિત્ર, સ્ત્રી, વગેરે આપણા તરીકે લેખીએ છીએ, પણ વ સ્તુત તેમને અને આપણે જરા પણ સબધ નથી કારણ કે જ્યારે આ દેહજ આપણો નથી તો પછી દેહને આ શ્રયી રહેલી વસ્તુઓ શી રીતે આપણી થઈ શકે? આ શ્લોકમા આત્માને અમર કહેલો છે તે વિશેષણ પણ બહુ અર્થ સૂચક છે, જ્યારે દેહ મરે છે, ત્યારે આત્મા મરતો નથી, તે ત્રણે કાળમા એક સરખો નિત્ય રહે છે, અને તે નિત્ય આત્મા ક્ષણભગુર દેહથી ભિન્ન છે, એવુ ભાન કરાવવાને "અમર" એ વિશેષણ મુકવામા આવેલુ લાગે છે

श्लोक.

रूपिस्थोऽपि न रूपी यः सोऽरूप्यात्मा निरञ्जन ॥
निर्लेपोऽनश्वरः साक्षात्, कैवल्येन प्रकाशते ॥८४॥

टीका—रूपिस्थोऽपि रूपिपौद्गलिकदेहस्थो रूपी न भवति रूपसम्पर्कवान् न भवति यः सोऽन्तरात्मा कैवल्येन केवलज्ञानेनाऽरूपी निरुपाधिकत्वाद् रूपोपाधिरहित'। निरञ्जन —शुद्धस्वरूप । निर्लेप —कर्ममललेपरहित'। अनश्वरो—ऽविनाशरूप परमात्मस्वरूपः साक्षात् प्रकाशते । फलितान्तरात्मकर्त्तव्यविधिरन्तरात्मैव केवलज्ञानलाभात् परमात्मा भवतीति भावः ॥

અવતરણ—આત્માના બીજા કેટલાક ગુણો આ શ્લોકમા વર્ણવવામા આવે છે

અર્થ—રૂપીમા રહેલો છતા, જે રૂપી નથી તે અરૂપી આત્મા નિરજન છે, તે નિર્લેપ છે, સાક્ષાત્ અનશ્વર છે, અને તે કેવ્ય જ્ઞાનથી પ્રકાશે છે ॥ ૮૪ ॥

ભાવાર્થ—શરીર રૂપી છે, તેની અદર આત્મા રહેલો છે, છતા આત્મા પોતે અરૂપી છે, તે કેવળ ચક્ષુથી દેખાતો નથી એટલુ જ નહિ પણ પાચે ઇન્દ્રિયોથી પણ ગ્રાહ્ય થતો નથી પ્રથમ આપણે વિચારી પણ ગયા છીએ કે આત્મા ગન્ધાતીત છે, વર્ણાતીત છે, સ્પર્શાતીત છે અને શબ્દાતીત છે આત્મા અસખ્યપ્રદેશી છે તે પાચ ઇન્દ્રિયોથી ...થઈ શકતો નથી, માટે તેને આપણે ...

## श्लोक

आत्मनो गुणनाशेन, स्वयमात्माऽऽत्महिंसकः ॥
भावदयामय सोऽस्ति, स्वात्मधर्मप्ररक्षणात् ॥८६॥

टीका—आत्मनो गुणनाशेनाऽऽत्मास्वयमात्म-हिंसकः परो यत्रात्मानं हिनस्ति तदा पारवश्येन सोढव्यम् यदा तु स्वयमेव मिथ्यात्वाविरतिकषाययोगै हिनस्ति तदा कस्यापराध इति महाऽन्याय' "क याम क गतिरूमो गरदाया स्वमातरौ" तिन्यायात् कोऽसावात्मगुण कस्माद्वा लभ्यत इत्याह स आत्मा भावदयामय परमार्द्रहृदयैकस्वभाव आत्मा धर्मरक्षणाद्भवति न ह्यात्मधर्मे नष्टे वस्तुस्वरूपेऽवतिष्ठते । यथाऽग्निरौष्ण्य-धर्मं रक्षति तदा तस्मादग्ने सिंहव्याघ्रादय पलायन्ते । धर्मे औष्ण्यरूपे नष्टे तु पिपीलिकाभिरप्यभिभूयते नामापि तस्य भस्मेति जायत इति सर्वेषा पदार्थाना स्वस्वधर्मेणैव महत्ता तथा ऽऽत्मनोऽपि स्वकीयज्ञानदर्शनचारित्रसुखवीर्यादिधर्मरक्षणेनैव महत्ता भवति । आत्मनो धर्माणा रक्षणमेव भावदया द्रव्यदया तु बाह्यप्राणरक्षणरूपा स्वस्यान्येषा च ज्ञातव्या । द्रव्यदयातो भावदयाया महिमाऽनन्तगुण । भावदयामन्तरेण सकलकर्मक्षयलक्षणो मोक्ष कदापि कस्यापि न सभवति । यो मिथ्यात्वादिभिरात्मान हिनस्ति स स्वकीयात्मनो भावशत्रु । द्रव्यशत्रुतो भावशत्रुरनन्तगुणदु खदायक । अत एव भावहिंसकत्व त्य-

त्वा भावदयामङ्गीकृत्य उपशमक्षयोपशमभावेन क्षायिकशुद्धा-त्मधर्माणा रक्षण कर्त्तव्यमिति ॥ ८६ ॥

અવતરણ—આત્માના ગુણોનુ નિત્ય રક્ષણ કરવુ, અને જેથી આમ ગુણને હાનિ ન પહોચે તેમ વર્તવુ—એ બાબતનો હવે ગ્રન્થકાર ઉપદેશ આપે છે

અર્થ—આત્મ ગુણના નાશથી આત્મા પોતે આત્માનો હિસક બને છે, અને આત્મ ધર્મનુ રક્ષણ કરવાથી તે આત્મા ભાવદયામય બને છે

ભાવાર્થ—આત્માના ગુણોનો નાશ તેજ અધર્મયા હિસા કહેવાય છે, અને તેનો કર્તા આત્મા બને છે આત્માના જ્ઞાનાદિ ગુણનુ રક્ષણ કરવુ, તેજ સત્ય ધર્મ છે. શ્રી અધ્યાત્મ ગીતામા શ્રી દેવચદજી કહે છે—

आत्म गुण रक्षणा तेह धर्म स्वगुण विध्वसणा ते अधर्म
भाव अ यात्म अनुगत प्रवृत्ति तेहथी होय ससारछित्ति ॥१॥

આત્માજ આ માનો શત્રુ છે, તેમજ આત્માનો મિત્ર પણ આત્મા છે કોઇ બ્હારનો દેવ દાનવ આવી તમારૂ અહિત કરતો નથી આત્મા પોતેજ અજ્ઞાનથી, કષાયથી-ક્રોધ, માન માયા અને લોભથી, તેમજ રાગદ્વેષથી પોતાની હિસા કરે છે, તેમા બીજા કોઇનો અપરાધ નથી જ્યારે પોતાની માતાજ ઝેર આપનારી નીવડે, જ્યારે વાડજ ચીભડાં ચોરે અને જ્યારે રક્ષણ કર્તાજ ભક્ષણ કરનાર થાય, ત્યારે દયા જઇએ શુ કરીએ, અને કોને કહીએ ?

જ્યારે પોતાના સ્વરૂપનુ યથાર્થ રક્ષણ કરે, ત્યારે તેની મહત્તા રહે છે આત્મા આત્મધર્મનુ રક્ષણ કરે તો તેમા તેની મહત્તા છે અગ્નિ જ્યા સુધી પોતાનો ઉષ્ણધર્મ જાળવી રાખે છે, ત્યા સુધી સિહ અને વાઘ આદિ ભયકર પ્રાણીઓ પણ અગ્નિથી ભય પામી પલાયન કરી જાય છે, પણ જ્યારે અગ્નિ પોતાનુ સ્વરૂપ તજી દે છે, એટલે ઠરો થઇ જાય છે, ત્યારે કીડી પણ તેની રાખમા ચાલી શકે છે, અને જાજ્વલ્યમાન અગ્નિ રાખનુ ઉપનામ મેળવે છે, દરેક વસ્તુની તેના પોતાના ધર્મથી મહત્તા છે, તેમ આત્માની પણ જ્ઞાનદર્શન અને ચારિત્રરૂપ પોતાના ગુણોને લીધે મહત્તા છે, માટે તે ગુણોને આચ ન આવે, બલ્કે તે ગુણો વૃદ્ધિ પામે તેવા પ્રકારનુ વર્તન આત્મહિતાથીએ રાખવુ જોઇએ કારણ કે તે ગુણોના નાશથી આત્મા આત્માનો હિસક બને છે દયા બે પ્રકારની છે, એક ભાવદયા અને બીજી દ્રવ્યદયા આત્માના ગુણોનુ રક્ષણ કરવાની અથવા બીજાઓને સન્માર્ગે ચઢાવવાની તેમજ આત્મજ્ઞાન આપવાની જે વૃત્તિ તે ભાવદયા કહેવાય છે, બીજાના જીવને દુખ ન થાય તેવા મનના અધ્યવસાય રાખવા તે પણ ભાવદયા છે બીજાના દશ પ્રાણને દુખ ન થાય તેમ વર્તવુ તે દ્રવ્યદયા છે દ્રવ્યદયા અને ભાવદયા બન્ને આદરણીય છે, છતા દ્રવ્યદયા કરતા ભાવદયાનો મહિમા અનન્ત ગણો છે ભાવદયા વિના કદાપિ કોઇને મોક્ષની પ્રાપ્તિ સભવતી નથી

આત્મા પોતાનો શત્રુ કેવી રીતે છે, તે આપણે વિ

મારીએ, કુતરાને લાકડી મારવામા આવે, ત્યારે કુતરો લા-
કડી મારનારને કરડવા નહિ જતા લાકડીને કરડવા
જાય છે, આપણે પણ કુતરાના જેવુ વર્તન રાખીએ છીએ
આપણુ બગાડનાર પુરૂષને ધિક્કારીએ છીએ, અથવા નિન્દા
કરીએ છીએ, પણ ખરી રીતે આપણુ અહિત કરનાર તે
પુરૂષ નથી, તે તો નિમિત્ત કારણ છે, તે તો લાકડીરૂપ
છે, પણ આપણુ ખરૂ અહિત કરનાર તો આપણે પૂર્વભ
વમા કરેલા કૃત્યો છે તે કૃત્યોનુ ફળ તે પુરૂષને એક
સાધન તરીકે વાપરે છે તે અશુભ કૃત્યોને કરનાર આપણે
પોતેજ છીએ, માટે ખરી રીતે આપણો શત્રુ આપણો આ
ત્મા છે, અને આત્માનુ રક્ષણ કરનાર પણ આત્મા છે જો
આત્મા પોતાની શક્તિનો ઉપયોગ આત્મગુણો પ્રકટ કર
વામા કરે તો તે રક્ષણ કર્ત્તા બને છે, અને જો તે શક્તિ
ઓ આત્મગુણને મલિન કરનારા કાર્યોમા વાપરે તો તે શત્રુ
બને છે, માટે બીજા કોઈ બાહ્ય જન ઉપર દ્વેષ કરવા
કરતા આપણુ વર્તન સુધારવાને પ્રયત્ન કરવોએજ સાર છે

अवतरणम्—आत्मधर्मरक्षणात्त्वमेव भूतोऽसीत्याह ॥

## श्लोक

विश्वेशो भुवने भास्वान्, वीतराग' कृतार्थक
तत्त्वं कुत्रापि नो लभ्य, वृथा किं त्वं प्रधावसि८७

टीका—विश्व-षड्द्रव्यात्मकम्-तस्येशो विश्वेशः । भुवने
भास्वान् सूर्योपमः स्वय प्रकाशमानः सन्नन्येषा प्रकाशकः ।

वीतरागो–रागद्वेषादिरहित । कृतार्थक –कृतकृत्यस्त्वं भवसि । आत्मधर्मरहस्यमन्यद्रव्येषु कुत्रापि न लभ्यम् । तर्हि बाह्यपौद्गलिकविषयेषु किं हे चेतन वृथा मधावसि नैव मरुमरीचिकाजलवद् बाह्यविषयेषु कुत्रापि कदापि लप्स्यते ॥ ८७ ॥

અવતરણ—આત્મધર્મનું રક્ષણ કરવાથી આત્મા કેવો થાય છે, તે હવે ગ્રન્થ કર્ત્તા દર્શાવે છે

અર્થ—આત્મા વિશ્વનો સ્વામી છે, આ ભુવનમા સૂર્ય સમાન છે, વીતરાગ છે, કૃતાર્થ છે, ખરૂ તત્ત્વ આત્મા સિવાય બીજે કોઇ સ્થળે મળતુ નથી માટે તુ ફોકટ કયા દોડે છે ॥ ૮૭ ॥

ભાવાર્થ—આ જગતનો સ્વામી આત્મા છે આ જગત ષડ્દ્રવ્યનુ બનેલુ છે ષડ્ દ્રવ્યની બ્હાર કોઇ પણ વસ્તુ નથી તે ષડ્ દ્રવ્યનો સ્વામી આત્મા છે, માટે આત્મા વિશ્વનો સ્વામી ઇશ છે, અને તેથી તેને વિશ્વેશ કહેવામા આવે છે વળી ત્રણ ભુવનમા આત્મા સૂર્ય સમાન છે જેમ સૂર્ય વડે બધા પદાર્થ દેખી શકાય છે, તેમ આત્મા વડે જગતના સર્વ પદાર્થો જાણી શકાય છે સૂર્ય તો રાત્રે દેખાતો પણ નથી, પણ આત્મારૂપી સૂર્ય દિવસે તેમજ રાત્રે એક સરખી રીતે પ્રકાશ આપે છે, જે વડે સર્વ દ્રવ્યનુ, અને તેના પર્યાયોનુ જ્ઞાન થાય છે સૂર્યને વાદળ ઢાંકે છે, પણ આત્મરૂપ સૂર્ય તો સર્વદા પ્રકાશે છે વળી આત્મા વીતરાગ રાગ રહિત છે રાગ એટલે મારાપણાને

લીધે કોઇ વસ્તુ અથવા જીવની ઉપાધિ તરફ થતી આસક્તિ આ આસક્તિ ખરી રીતે આત્માની નથી, કારણ કે આત્મા વસ્તુત રાગ રહિત છે જે રાગ રહિત હોય તેજ દ્વેષ રહિત પણ હોય કોઈ વસ્તુ ઉપર આપણને રાગ થયો હોય, અને તેવામા તે ન મળે તો તે ન મળવામા વિઘ્ન કરનાર ઉપર દ્વેષ થાય છે માટે રાગ એજ દ્વેષનુ કારણ છે, પણ આત્મા તો રાગ દ્વેષ રહિત છે, વળી આત્મા કૃતાર્થકૃતકૃત્ય છે તે પોતાની અ દરજ સતોષ માને છે તેને બાહ્યથી સુખ મેળવવાનુ નથી, જે તત્ત્વ છે તે આત્મામાંજ છે બ્હાર ગમે તેટલુ શોધવામા આવે તોપણ તે મળતુ નથી કારણ કે અ તરમા જે તત્ત્વ હોય તે બાહ્ય વિષયોમા કયાથી મળી શકે ! માટે જ આ ગ્રથકર્તા બોધ આપે છે કે, તમે તે બાહ્યમા કયા શોધો છો ! તમે તે શોધવાને ભુલા કયા ભમો છો ? અ તરમા તેની તપાસ કરો, ત્યા જ તે જડશે બીજે કોઇ સ્થળે તે મળવાનુ નથી જે લોકો સમજુ હોય છે, તે આ બાબત ઝટ સ્વીકારી લે છે પણ અજ્ઞાની મનુષ્યો બાહ્ય વિષયોમા તે શોધે છે, અથડાય છે, દુ ખ ખમે છે, અને છેવટે થાકીને અ તર્મુખ વળે છે, માટે થાકીને તે કામ કરવુ પડે તેના કરતા પ્રથમથીજ તે કામ કરવામા આવે તો વિશેષ લાભ થાય

अवतरणम्—आत्मज्ञानेनैवात्मना सम्यक्त्व प्राप्यत इति व्याचष्टे ।

श्लोक

त्वयैव प्राप्यते शीघ्रं, सम्यक्त्व निश्चलं शुभम् ।
अभिष्टाब्धिस्सुखाब्धिस्त्व, मोक्ष त्वत्त प्रजायते

टीका—हेमन्य त्वयैव शुभम्–कल्याणमय । निश्चल म-प्रतिपाति । एतादृश सम्यक्त्व शीघ्र प्राप्यते । त्वमेव वाञ्छित-विषयाकर सुखसागरश्चासि । त्वत्त तव शुद्धप्रयत्नादेव मोक्ष त्वयि प्रजायत इति ॥ ८८ ॥

અવતરણ—આત્મજ્ઞાનથી આત્મા સમ્યકત્વ મે ળવે છે એ બાબત ગ્રથકાર રજુ કરે છે, કારણ કે આત્મા જ સવ રૂદ્ધિનો સમુદ્ર છે

અર્થ—શુભ અને નિશ્ચળ સમ્યકત્વ હે આત્મન્! તારાથીજ પ્રાપ્ત કરાય છે, કારણ કે, તુ ઇચ્છિત પદાર્થને। સમુદ્ર છે, તેમજ સુખનો સાગર છે, તારામાથીજ મોક્ષ ઉપન્ન થાય છે, ॥ ૮૮ ॥

ભાવાર્થ—જ્યારે મનુષ્યને સમ્યકત્વ થાય છે, એટલે કે જ્યારે મનુષ્ય વસ્તુનુ યથાયસ્વરૂપ સમજે છે, અને તે પર શ્રદ્ધા થાય છે, ત્યારે તે મનુષ્ય અર્ધો સસાર તરી ગયો એમ કહેવાય છે આવુ સમ્યકત્વ પૂર્વ કાળમા ઘણા પુરૂષો મેળવવા સમર્થ થયા હતા તે મેળવનારનો આત્મા આ પણા જેવોજ આત્મા હતો માટે ગ્રન્થકાર જણાવે છે કે તારા થી જ સમ્યકત્વ પ્રાપ્ત થઈ શકશે ડગે નહિ તેવુ અને શુભ

સમ્યકત્વે પણ આત્માજ પ્રાપ્ત કરી શકે છે આમ થઇ શકે છે એનું કારણ એજ છે કે આત્મા સ્વભાવે જ્ઞાનમય છે જ્યારે જ્ઞાનને આવરણ કરનારા કારણો દૂર થઇ જાય છે, ત્યારે આત્માનુ જ્ઞાન પ્રકટી નીકળે છે તે વખતે ષટ્ દ્રવ્ય અને નવ તત્ત્વનુ સ્વરૂપ તે યથાર્થ સમજે છે, જ્યારે તે બરાબર સમજાય છે, ત્યારે તેપર અચળ શ્રદ્ધા થાય છે અને જ્યારે શ્રદ્ધા પરિપૂર્ણ જામે છે, ત્યારે તદનુસાર વર્તન પણ થાય છે માટે સમ્યકત્વનુ અને શુદ્ધ ચારિત્રનુ મૂળ તપાસીએ તો જ્ઞાન છે, અને તે જ્ઞાનનો સભવ આત્માના જ્ઞાનમય સ્વભાવને લીધે છે માટે જરા પણ ડર ખાનો નહિ જરા પણ હિમ્મત હારવી નહિ કારણ કે આત્મ સ્વરૂપમા કોઇ ફેરફાર કરવા સમર્થ નથી

વળી આત્મા ઇષ્ટ વસ્તુનો સાગર છે જેમ સમુદ્રમા સઘળા ઉત્તમ રત્નો મળે છે, તેમ આત્મામા સઘળી ઇષ્ટ વસ્તુઓ મળી આવે છે જે ઇષ્ટમા ઇષ્ટ વસ્તુ છે તે આત્મામાજ છે, અને બાહ્ય વસ્તુઓ જે ઇષ્ટ લાગે છે, તે પણ આત્માને લીધેજ કોઇક અપેક્ષાએ ઇષ્ટ લાગે છે પુત્ર પ્રિય લાગે છે તેનુ કારણ ફક્ત દેહ નથી કિંતુ પુત્રની અદર રહેલો આત્મા પણ છે, સ્ત્રી પ્રિય લાગે છે તેનુ કારણ સ્ત્રીની અદર રહેલો આત્મા છે જો સ્ત્રી, પુત્ર, મિત્ર વગેરે આત્માને લીધે પ્રિય લાગતા ન હોય તો મરવુ પછી કેમ તે શરીરોને ઘરમાથી દૂર કરવાને સઘળા તત્પર થાય છે, કેમ એક ક્ષણ વાર પણ તે શરીર પ્રિય લાગતુ નથી ? માટે જગતમા ઇષ્ટમા

ઇષ્ટ વસ્તુ વસ્તુત આત્મા છે, અને તે આત્મા તેજ તુ છે માટેજ તુ ઇષ્ટ વસ્તુનો ખજાનો છે, એમ કહેવામા આવેલુ છે વળી આત્માને સુખનો સાગર કહેવામા આવેલો છે, તે પણ બરાબર છે આત્મા સ્વભાવે સુખમય-આનદમય છે. આત્મિક આનદ એ સાગરતુલ્ય અમર્યાદિત છે, અને તે આત્મા તે તુ છે, માટેજ તુ આનદનો સાગર છે

મોક્ષ આત્મામાથીજ સભવે છે મોક્ષ એ કાઇ બાહ્ય વસ્તુ નથી, આત્મજ્ઞાન થાય એટલે કર્મ બધથી મુક્ત થવાય, અને કર્મબધથી મુક્ત થવુ એજ મોક્ષ આત્માના શુદ્ધ પ્રયત્નથી તે સ્થિતિનો અનુભવ થાય છે, અને મોક્ષ મળે છે

अवतरणम्—भव्य एव ससारसागरपारयोग्यो न त्वभव्य तत्र कथनपूर्वक भव्यस्य लक्षणमाह ॥

## श्लोक

भवाब्धे पारमेत्येव, भव्यो भव्यत्वभावत ।
अह भव्योऽथवाऽभव्यो, भव्यस्यैतादृशी मति ८९

टीका—भव्यो भव्यत्वभावत ससारसागरस्य पार गच्छति । एवकारोऽनाथार्था तेनाभव्यसदृशा भव्या साधन शक्तिविशिष्टा अपि न गच्छन्ति मोक्षमिति भाव ।यथाविध-बालब्ना ब्रह्मचारिणी पुत्रोत्पादनशक्तापि नाजन्मपुत्र जन-यिष्यति तद्वत् । मन्तरा अभव्यास्त्वभव्यत्वस्वभावत कदापि

मोक्ष न भयान्ति । वध्यास्त्रियां पुत्रोत्पत्तिवत् । अह भव्यो वा किमभव्य एतादृशी मतिर्भव्यस्यैव भवतीति हृद्सम्प्रदाय ।८९।

અવતરણ—જે ભવ્ય મનુષ્ય હોય છે તે સંસાર સમુદ્રથી પાર ઉતરે છે, તે બાબત ગ્રન્થકાર હવે રજુ કરે છે

અર્થ—ભવ્ય પુરૂષ તેના ભવ્યપણાના ભાવથી સંસારસમુદ્રની પાર ઉતરે છે, હુ ભવ્ય છુ, કે અભવ્ય છુ, એવી મતિ ભવ્યનેજ થાય છે

ભાવાર્થ—ભવ્ય એટલે સંસાર સમુદ્ર તરવાને લાયક એવો અર્થ છે તેવો પુરૂષ ભવ્યપણાને લીધે–સંસાર સમુદ્રની પાર ઉતારવાની લાયકાતવાળો હોવાને લીધે શુદ્ધ મયન કરી, કર્મનો સંહાર કરી, આત્મ સ્વરૂપનો અનુભવ કરી યોગ્ય સમયે મોક્ષ મેળવે છે મગમા કોરડુની માફક કેટલાક એવા પણ જીવો હોય છે કે જે કદાપિ મોક્ષ મેળવી શકશે નહિ એમ જૈન શાસ્ત્ર કહે છે. તેવા જીવોને અભવ્ય કહેવાય છે આથી કેટલાક પુરૂષો હિમ્મત હારી જાય, માટે ગ્રન્થકાર જણાવે છે કે હુ ભવ્ય છુ કે અભવ્ય, એવી ભાવના જે જીવને થાય તે જીવ ભવ્ય સમજવો. અભવ્ય જીવ પ્રમાણમા બહુ ઓછા છે આ શાસ્ત્રવાક્ય વિચારથી કોઇએ પણ જરા પણ ડર ખાવો નહિ આ નાની પરમાત્મદશા કરવા માટે આપણે સદુદ્યમ કરો અને સદુદ્યમથી ધીમે ધીમે ઉચ્ચ સ્થિતિ આપણે પ્રાપ્ત કરી અને અંતે મોક્ષ મેળવીશુ,

अवतरणम्—पूर्वोक्तस्वरुपात्मन्यप्रपृत्ता निग्रन्ने तदाह ॥

श्लोकः

अष्टपक्षेण त्वं युक्त अस्तिनास्तिगुणान्वित
आनन्त्यमस्तितायाश्च नास्तितायास्त्वयि ध्रुवम् ॥

टीका—अस्तिनास्तिताद्यष्टपक्षेण हेआत्मन् त्वं युक्त त्वं अष्टपक्षाणां मध्ये अस्तितायाः नास्तितायाः आनन्त्यं त्वयि चेतने ध्रुवम् वर्त्तते इति ॥ ९० ॥

અવતરણ—આત્માનો ભવ્યાભવ્ય સ્વભાવ ગયા શ્લોકમા આપણે ટુકમા વિચારી ગયા, હવે આત્મામા જે અષ્ટપક્ષ ઘટી શકે છે, તે આઠ પક્ષની બાબત ગ્રન્થકાર રજુ કરે છે

અર્થ—હે આત્મન્ ! તુ અષ્ટ પક્ષથી યુક્ત છે, અસ્તિ નાસ્તિ વગેરે ગુણથી જોડાયેલો છે, અને તારી અંદર અસ્તિત્વનુ અને નાસ્તિત્વનુ અનંતપણુ ચોકસ રીતે રહેલુ છે ॥ ૯૦ ॥

ભાવાર્થ—જૈનશાસ્ત્રમા આઠ પક્ષ છે, એટલે એકજ વસ્તુને આઠ ભિન્ન ભિન્ન બાજુથી જોવાની રીત છે તે આઠ પક્ષ નીચે પ્રમાણે છે (૧) નિત્ય, (૨) અનિત્ય, (૩) એક, (૪) અનેક, (૫) સત્, (૬) અસત્, (૭) વક્તવ્ય, (૮) અવક્તવ્ય, આ આઠે પક્ષ યુક્ત આત્મા છે, તે આઠે આત્માને શીરીતે લાગુ પડે છે, તે આપણે વિચારીએ દ્રવ્યાર્થિકનયથી નિત્ય છે, અને પર્યાયાર્થિક નયથી

અનિત્ય છે, ત્રણે કાળમા આત્મદ્રવ્ય વિનાશ પામતુ નથી, તે અપેક્ષાએ આત્મા નિત્ય છે, પણ તેના પર્યાયમા ફેરફાર થયા કરે છે, માટે પર્યાયની અપેક્ષાએ તે અનિત્ય ગણાય છે જીવદ્રવ્ય અનન્ત છે એકેક જીવમા અસખ્યાત પ્રદેશ છે, માટે તે અપેક્ષાએ આત્માનુ સ્વરૂપ અનેક છે દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ આત્મા એક છે અને સગ્રહનયથી તો સંસારી અને સિદ્ધના જીવો સ્વરૂપે સમાન છે, જીવત્વ પણ એક સરખુ હોવાથી જીવનુ એકપણુ પણ કહી શકાય આત્મા સ્વદ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ સત્ કહેવાય છે, અને તેજ આત્મા પરદ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ અસત્ કહેવાય છે આત્માને અનત ગુણ પર્યાય છે, તેમાથી કેટલાક કહી શકાય તેમ છે, અને કેટલાક કહી શકાય તેમ નથી માટે વકતવ્ય અને અવકતવ્ય એ બન્ને પક્ષ આત્માને લાગુ પાડી શકાય, શ્રી કેવળ જ્ઞાની ભગવાને વસ્તુનુ યથાર્થ સ્વરૂપ જ્ઞાનથી જાણ્યું, પણ તેમાથી અનતમે ભાગે જે વકતવ્ય હતુ–કહેવા યોગ્ય હતુ તે કહ્યું, બીજુ અવકતવ્ય રહ્યુ. આત્મ સ્વરૂપ કહેવાને તીર્થંકર જેવા સમર્થ જ્ઞાનીઓએ પ્રયત્ન કર્યો પણ આ વૈખરી વાણીદ્વારા તેઓએ તેના સ્વરૂપનો કેટલોક ભાગ પ્રદર્શિત કરી શકયા જેટલો ભાગ જણાયો તે વકતવ્ય કહેવાય, અને જે જણાયા વગરનો રહ્યો તે અવકતવ્ય ગણી શકાય આ રીતે આત્મા વકતવ્ય તેમજ અવકતવ્ય કહી શકાય વળી આત્મામા આસ્તિપણુ તેમજ નાસ્તિપણુ છે આ [illegible] અને નાસ્તિત્વ આ આઠ પક્ષમાના સત્

અને અસત્ પક્ષને મળતુ આવે છે, વળી તેનુ વર્ણન હવે પછીના શ્લોકમા કરવાનુ હોવાથી અત્ર તે કર્યુ નથી .

अवतरणम्—तत्रात्मनि विद्यमानास्तित्वस्वरूप कथयति ॥

श्लोक

स्वद्रव्येण स्वकालेन, स्वक्षेत्रेण स्वभावत ।
अस्तित्वमात्मनो ज्ञेय, भव्यै शास्त्रविशारदै ९१

टीका—आत्मनो द्रव्यक्षेत्रकालभावेन शास्त्रविचक्षणैर्भव्यैरास्तित्व ज्ञेयम ॥ ९१ ॥

અવતરણ—આત્માનુ અસ્તિત્વ શી અપેક્ષાએ છે, તે હવે ગ્રન્થકાર રજુ કરે છે,

અર્થ—શાસ્ત્રમા નિપુણ ભવ્ય પુરૂષોએ સ્વ દ્રવ્ય સ્વક્ષેત્ર, સ્વકાળ, અને સ્વભાવથી આત્માનુ અસ્તિત્વ જાણવુ ॥ ૯૧ ॥

ભાવાર્થ—જૈન શાસ્ત્ર પ્રમાણે હરેક વસ્તુ સ્વ દ્રવ્ય સ્વક્ષેત્ર, સ્વકાળ અને સ્વભાવથી સત્ ગણાય છે દ્રવ્ય તે ગુણ પર્યાયના આધારરૂપ છે ગુણ પર્યાયને જે રાખે તે ક્ષેત્ર કહેવાય છે કાળ તે જુના પર્યાયોને ફેરવી નવા પર્યાયોને ઉત્પન્ન કરે છે, અને સ્વ ગુણ પર્યાયનુ કર્તવ્ય, કાર્યધર્મ તે ભાવ કહેવાય છે આત્મા એ જ્ઞાન દર્શન ચારિત્ર વગેરે ગુણના આધાર રૂપ છે, તેમજ તેના જ્ઞાનમા દર્શનમા સમયે સમયે જે ફેરફાર થાય છે, તે તેના પર્યા

યો છે, આ પર્યાયોના આધાર ભૂત પણ આત્મા છે આ દ્રવ્યની અપેક્ષાએ આત્મા સત્ છે, વળી આત્માના અસખ્યપ્રદેશ તે ક્ષેત્ર છે, તે ક્ષેત્રમા સર્વગુણ રહે છે આત્માના પર્યાયમધ્યે જે ઉત્પાદવ્યય ક્ષણે ક્ષણે થાય છે તે સ્વકાળને લીધે છે, તથા આત્માના ગુણપર્યાયનો કાર્ય ધર્મ તે આત્માનો સ્વભાવ કહેવાય છે આ ચારની અપેક્ષાએ આત્મા સત્ છે આત્મદ્રવ્ય બીજા દ્રવ્ય રૂપે કદાપિ પરિણામ પામતુ નથી, ત્રણે કાળમા આત્મા તે આત્મા રહે છે, એવો એક પણ કાળ પૂર્વે ન હતો કે જ્યારે આત્મા ન હતો, તેમજ ભવિષ્યમા એવો કોઈ પણ કાળ આવશે નહિ કે જ્યારે આત્માનુ આત્મત્વ જતુ રહેશે આ પ્રત્યે, ક્ષેત્ર, કાળ અને ભાવ દરેક દરેક દ્રવ્યને લાગુ પાડી શકાય, પણ અહી વિષય આત્માનો હોવાથી ફક્ત આત્માનેજ તે ચતુષ્ટય લાગ્યુ પાડયુ છે આત્મામાં જ્ઞાન દર્શન, ચારિત્ર વગેરે ગુણો રહેલા છે, માટે તેમની અપેક્ષાએ આત્મામા અસ્તિતા ઘટે છે, આત્મા સત્ છે એમ ઠરે છે

अवतरणम्—स्वचतुष्टयेनात्मन्यस्तित्वं प्रदर्श्य परद्रव्यचतुष्टयापेक्षया नास्तित्वं दर्शयति ॥

श्लोकः

नास्तिता परवस्तूनां, द्रव्यादितस्तथात्मनि ॥
ज्ञेया ।५८। बुद्धया अस्तिनास्तित्वसङ्गति

टीका--परद्रव्यक्षेत्रकालभावाना नास्तिताऽऽत्मनि ज्ञेयैव सापेक्षया बुद्धयास्तिनास्तित्वसङ्गति । एतेनैकस्मिन् वस्तुनि विरुद्धे अस्तित्वनास्तित्वेनैव घटेत इत्याक्षेपो निरस्तः ॥६७॥

અવતરણ—સ્વ દ્રવ્યાદિ ચતુષ્ટયથી આત્માનુ અસ્તિત્વ બતાવી, પર દ્રવ્ય ચતુષ્ટયથી આત્માનુ નાસ્તિત્વ ગ્રથકાર બતાવે છે

અર્થ—પર વસ્તુના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી આત્મામા રહેલુ નાસ્તિત્વ સાપેક્ષ બુદ્ધિથી જાણવુ, અને અસ્તિત્વ તથા નાસ્તિત્વ સગત છે ( એમ વિચારવુ ) ૬૭॥

ભાવાર્થ-આપણે ગયા શ્લોકમા વિચારી ગયા કે સ્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ દરેક દ્રવ્ય સત્ છે, અને આત્મા પણ એક દ્રવ્ય હોવાથી સત્ છે આ શ્લોકમા એ જણાવવાનો આશય છે કે પર દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવની અપેક્ષાએ તેજ દ્રવ્ય અસત્ છે દાખલા તરીકે જીવમા જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્યાદિ ગુણની અસ્તિતા છે, પણ તેજ સમયે પર દ્રવ્યમા રહેલા અચેતન વગેરે ભાવની નાસ્તિતા છે અજીવના ધર્મો તે જીવમા નથી, માટે જીવમા પર ધર્મની નાસ્તિતા છે. ઘટના ધર્મ ઘટમાં છે, તેથી ઘટમા ઘટ ધર્મનુ અસ્તિત્વ છે, પણ તેજ સમયે પટાદિ ધર્મોનુ નાસ્તિત્વ ઘટમા વર્તે છે પણ પટાદિ ધર્મોનુ પટમા અસ્તિત્વ હોય છે એકજ વખતે અસ્તિત્વ અને નાસ્તિત્વ રૂપ વિરૂદ્ધ ધર્મો એક જ દ્રવ્યમાં માલૂમ પડે છે તેથી કોઇ એમ માનવાને દોરા

ય કે જૈન શાસ્ત્ર અસત્ છે, પણ એમ માનવુ તે ભુલ ભરેલુ છે. આ સર્વ અપેક્ષાએ કહેવાય છે જુદા જુદા દષ્ટિ બિન્દુથી એકજ વસ્તુ જુદી ભાસે છે અમદાવાદ ઉત્તરે છે, અને દક્ષિણે પણ છે, આ બે વિશેષણો એકદમ કોઇ સા ભળે તો કહેનારને ગાંડો ગણે, પણ વિચારે તો તેને જ જણાય કે અમદાવાદ મુબાઇની ઉત્તરે છે, અને તેજ અમ દાવાદ અજમેરની દક્ષિણે છે આવા ઘણા દાખલાઓ આવી શકાય તેજ રીતે અસ્તિત્વ અને નાસ્તિત્વ રૂપ વિરૂદ્ધ ગુણો એક જ સમયે એકજ આત્મદ્રવ્યમા રહી શકે છે આત્મામા ચેતનભાવનુ અસ્તિત્વ છે તેજ સમયે તેમા જડભાવનુ નાસ્તિત્વ છે આત્મામા દર્શનગુણનુ અસ્તિત્વ છે, તેજ સમયે અદર્શનનુ નાસ્તિત્વ છે, એ કજ ગુણનુ અસ્તિત્વ અને નાસ્તિત્વ એક જ સમયે એક જ દ્રવ્યમા હોઇ શકે નહિ, અને તેવુ તો જૈન શાસ્ત્ર પણ માનતુ નથી માટે આ સર્વ આ શ્લોકમા જણાવ્યા પ્રમાણે સાપેક્ષ દૃષ્ટિથી વિચારવુ શ્રી વિશેષાવશ્યક મધ્યે લખેલુ છે કે જે વસ્તુનો અસ્તિત્વ નાસ્તિત્વધર્મ જાણે છે, તે સમ્યગ્જ્ઞાની છે, અને જે તે નથી જાણતો અથવા અયથાર્થપણે જાણે છે, તેને અજ્ઞાની ગણવો માટે એકદમ કોઇ પણ વસ્તુ સબધી અભિપ્રાય બાધવાને બદલે સર્વ દૃષ્ટિ બિન્દુથી તેનો વિચાર કરવો એજ સારૂ છે સ્યાદ્વાદશાસન સર્વોત્તમ છે

अवतरणम्—अस्तित्वनास्तित्वधर्माश्रित्य सप्तभंगी चेतने वर्तते तदाह ॥

श्लोकः

**अस्तिनास्तित्वमाश्रित्य सप्तभंगी तथात्मनि ॥**
**सप्तभगी तथा ज्ञेया नित्यत्वादेश्च चेतने ॥ ९३ ॥**

टीका—तथा येन प्रकारेणात्मनि द्रव्येऽस्तित्वनास्तित्वे घटेते तेन प्रकारेणात्मनि सप्तभगी स्वास्तिपरनास्तित्वमूलिका ज्ञेया । तथाऽस्तिनास्तित्वमूलकसप्तभजीवद् नित्यत्वनिबन्धनापि सप्तभगी चेतन आत्मनि ज्ञेया उभयरूपापि सम्मतितर्कनयच क्रानुसारेण स्यादस्त्यात्मा (१) स्यान्नास्त्यात्मा (२) स्यादव क्तव्य आत्मा (३) स्यादस्तिनास्त्यात्मा (४) स्यादस्त्यवक्तव्य आत्मा (५) स्यान्नास्त्यवक्तव्य आत्मा (६) स्यादस्तिनास्त्यव क्तव्य आत्मा (७) स्यान्नित्य आत्मा (१) स्यादनित्य आत्मा (२) स्यादवक्तव्य आत्मा (३) स्यान्नित्योऽनित्यश्चात्मा (४) स्यान्नित्योऽवक्तव्य आत्मा (५) स्यादनित्योऽवक्तव्य आत्मा (६) स्यान्नित्योऽनित्यश्चावक्तव्यश्चात्मा (७) चकारात् परत्वापरत्वादिशतधर्मनिबन्धना सप्तभगी प्रसिद्धाऽऽगमे ज्ञेया ॥९३॥

અવતરણ—જૈનશાસ્ત્રમા જે સપ્તભગીનુ સ્વરૂપ જ ણાવેલુ છે, તેનો મુખ્ય આધાર અસ્તિત્વ નાસ્તિત્વપર ર હેલો છે, માટે અસ્તિત્વનાસ્તિત્વ ગંયા બે શ્લોકમાં જ ણાવી-હવે ગ્રન્થકાર સપ્તભગીનુ સ્વરૂપ વર્ણવે છે

અર્થ—અસ્તિત્વ અને નાસ્તિત્વને આશ્રયી આત્મામાં

સપ્તભંગી ઘટાવવી, તેમજ નિત્યત્વ વગેરેની પણ સપ્તભંગી ચેતનમા જાણવી

ભાવાર્થ—જે પ્રકારથી આત્મામા અસ્તિત્વ અને નાસ્તિત્વ ઘટે છે, તેજ પ્રકારે આત્મામા સપ્તભંગી પણ ઘટી શકે છે સ્વ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવથી આત્મામા અસ્તિત્વ છે, તેજ સમયે પરદ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી આત્મામા પરદ્રવ્યનુ નાસ્તિત્વ છે જીવમા જ્ઞાનાદિક ગુણ છે, માટે તેનુ અસ્તિત્વપણુ જાણવુ, એ સપ્તભંગીનો પ્રથમ ભંગ થયો સ્યાદસ્તિ પણ તેજ સમયે જીવમા અચેતન-જડભાવનુ નાસ્તિપણુ છે, માટે સ્યાન્નાસ્તિ એ બીજો ભંગ જાણવો. આ બન્ને ભાવ અસ્તિત્વ નાસ્તિત્વ સમકાળે આત્મામા રહેલા છે, પણ વાણીથી એક સમયમા તે કહી શકાય નહિ કેવળજ્ઞાની એક સમયે બન્ને ધર્મને કેવળજ્ઞાનથી જાણે, પણ તે ધર્મો ભાષામા અનુક્રમે કહેવાય છે, પણ એક સમયે કહી શકાય નહિ, માટે સ્યાદ્ અવક્તવ્ય નામનો ત્રીજો ભંગ જાણવો અવક્તવ્યનો "અર્થ કહી ન શકાય તેવો થાય છે જીવમા સ્વગુણ અને પર્યાયનુ અસ્તિત્વ અને પરગુણ અને પર્યાયનુ નાસ્તિપણુ એક સમયમા છે, માટે સ્યાદ્ અસ્તિ નાસ્તિ એ ચતુર્થ ભંગ જાણવો એકજ સમયમા સ્વપર્યાયનો સદ્‌ભાવ છે, અને પરપર્યાયનો અસદ્‌ભાવ આત્મામા છે, પણ એવો એક પણ સાંકેતિક શબ્દ નથી કે જે સદ્‌ભાવ અને અસદ્‌ભાવ એકજ સમયે શ્રોતાવર્ગને જણાવી શકે, માટે એ ઉભય તો કહી શકાય નહિ, માટે અથવા સદ્‌ભાવ જણાવવાને અને તે સાથે તે અવક્તવ્ય છે

એમ પણ નિવેદન કરવાને પાચમો ભંગ સ્યાદસ્તિ અ વકતવ્ય રાખવામા આવેલો છે વળી તેજ તેજ રીતે અ સદભાવને મુખ્યતાએ જણાવવાને, અને તેની સાથે તેના બન્ને ભાવ સાથે જણાવવા મુશ્કેલ છે, તે બતાવવાને સ્યા ન્નાસ્તિ અવકતવ્ય નામનો છઠો ભગ પ્રરૂપવવામા આ વેલો છે આત્મામા સ્વગુણ પર્યાયનુ અસ્તિત્વ છે, પરગુણ પર્યાયનુ નાસ્તિત્વ છે, તેમજ આ અસ્તિત્વ અને નાસ્તિત્વ એકજ સમયે તેમા રહેલા હોવાથી ભાષાના કોઇ પણ શ બ્દવડે એક સમયે કહી શકાય તેમ નહિ હોવાથી આ સર્વ ભાવ સાથે જણાવવાને સ્યાદસ્તિ નાસ્તિ યુગપત્ વકતવ્ય નામનો સાતમો અને છેલ્લો ભગ યોજવામા આવેલો છે આ વિચાર શ્રેણી અણસમજુ મગજને કંટાળો આપનારી લાગે, પણ વિચારવંતને તો વસ્તુનુ સ્વરૂપ જણાવનારી તેમજ મનને ઉચ્ચત તરફ પ્રેરનારી જણાયા વગર રહે નહિ સપ્ત ભગી જાણવાથી યથાર્થ જ્ઞાન થાય છે

આવી રીતે નિત્ય અને અનિત્યપક્ષની સપ્તભગી પણ આત્માને લગાડી શકાય આત્મા દ્રવ્યાર્થિક નયથી નિત્ય છે, માટે સ્યાત્ નિત્ય એ પ્રથમ ભગ જાણવો, તેમજ આત્મા પર્યાયાર્થિક નયની અપેક્ષાએ અનિત્ય છે માટે સ્યાદ નિત્ય એ બીજો ભગ જાણવો આ નિત્યત્વ અને અનિ ત્યત્વ એકજ સમયમા આત્મામા રહે છે, પણ નિત્યત્વ શબ્દનુ વાણીથી ઉચ્ચારણ કરતા અસખ્યાત સમય લાગે તેથી તે સમય અનિત્યત્વ કહી શકાય નહિ, તેમજ અ નિત્યત્વનુ ઉચ્ચારણ કરતી વખતે લાગેલા અસખ્યાત

